# ઉંખીએ દિવાસો.

શે૦ મ૦ દેશાઇ.

ભાગ ૪ થો.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૪ થો.

( આવૃત્તિ બીજી )

રચનાર,

શેઠ મ૦ દેશાઈ

તે

પારસી અટકો અને નામો—આતશબેહેરાંમે દેશાઇ ખોરશેદ—ઐયાંમે નૌસાલો
હિંગામે નૌરોઝ—સીહા સંસાર—તવારીખે નવસારી—હિંદુસ્થાંનના
આતશબેહરાંમો—નૂરજેહાંન—બંદગી અને માથ્રવાંણીની મોતે-
બરી—ગાયકવાડ અને બ્રિટાનિયા—પ્રાણી મંડળ—ગંજે
શાયરાન—પારસી સુતકો— પારસીઓમાં લગ્નનું
જોડું—જમશેદની ઇતિહાસીક નિંદા—મહા-
રાણી વિકટોર્યાનું જીવન ચરિત્ર—સર-
સ્વતી વિલાસ—ઍડવર્ડ નામું—
દુઃખીને દિલાસો—
દાદારજીની દરબાર—
પારસી વિષયો—
પારસી પ્રજાને
અપીલ
ઇત્યાદિના
કર્તા.

મુંબઇ.

ઇ. સ. ૧૯૧૮.

કિંમત રૂા. ૦–૪–૦

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઓરફનેજ કેપટન પ્રિંતીંગ વર્કસ નંબર ૧૪૧ લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૦ મેહરજી બેરાંમજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ શેરાબજી મંચેરજી દેશાઇએ સ્ટેશન રોડ નવસારી મધેથી પ્રગટ કર્યું છે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ ૭૫૮૯
ગુજરાતી કોમીઆઈટ સંગ્રહ
૬-૮

# અર્પણ !

## આજે લગન ને કાલે મરણ !

ગયા મેહેર મહિનાના હોરમજ રોજે મ્હારી વ્હાલી બેટી આલાંમાય બેરામજી મનચેરજી દેસાઈની શાદી ભલા ખવાસના, નમ્રતાવાળા, નેકીમાન, નીતિમાન, ભક્તિવાન, સાલેસ ને ખાલેસ દેસાઇજાદા

**ભાઇ નસરવાનજી હોરમસજી દેશાઇજી, બી. એ.**

સાથે સંપૂર્ણ આનંદ વૈભવ વચ્ચે થઇ તે વેળાએ કોઇને ખ્યાલે આવ્યો નો'તો કે એજ મહિનામાં નિર્દોષ પશુ બચ્ચું રંડાવાને માટેજ પરણે છે !

એજ મહિના રહીને બરાબર હોરમજ રોજેજ, શાદી રામશનીવાળાંજ મકાનમાં, આશિર્વાદ દેવાયલેજ વખતે, તે પ્રેમી ભાઇનો પવિત્ર પ્રાણ પરમાત્માની ગોદમાં જઇને ભરાશે !

હજી તો બારણે ટાંગેલાં તોરણો સુકાયાં નથી, હજી તો કંકુથી રંગાએલા હાથ ધોવાયા નથી, હજી તો ફુલ ગુલાબનો પમરાટ ઉડી ગયો નથી, હજી તો મિષ્ટાંનનાં બીલો ચૂકવાયાં નથી, હજી તો ગીત રાગના સુશરોદો કાનમાં ગણગણે છે, હજી તો વધ્યાં પડેલાં સામાન પડયાં રહ્યાં છે, હજી તો શાદી મુબારકના ઉપકાર બાકી રહ્યા છે, હજી તો પહેરામણીના આંકડા ગણવાના છે,

એટલામાં, ભર ઉમેદમાં, તેજ મુબારક (!) લગ્નની ઘડી પળે, ભવિષ્યની ઉમેદો આપનારો તે નિર્દોષ બેટો લગ્નનો ગાંઠ તોડીને સ્વર્ગે સિધાર્યો છે !

હરીફામ થઇને લગ્ન સમારંભની વાતો કરવાનો ઈરાદો રાખનારાં વ્હાલાંઓ આ ઉતાવળાં ઓચિંતા ચોંકાવનારાં મરણના ને મરણનાજ વિચાર વમાસણમાં વિંટળાઈ ગયાં છે !

લગ્નનો સામાન લગ્ન-કાર્યમાં નહીં વપરાતાં મરણ-ક્રિયામાં વપરાયો છે !
દૈવની ગતિ આવી છે ! કર્મનો કહેર આવો છે ! નસીબના સંજોગ કેવા છે !

અફસોસ !

આવા ભો ભર્યા ભયાનક સંસારના ભયભિત ને ભયંકર ભયમાં એક બીજાંનું જોઇને જીવવું એજ એક મહાન લડતમાં જીત્યા બરાબર છે !

આંખ પાણી ભરો, રૂદનો કરો, બોલો બકો, પણ મોઢું તો ખાલી ને ખાલીજ ! આ અશો જવાનનો આત્મા શાંતિ પામો, ને જીવતાંઓને શાંતિ મળે એવી તેની પ્રાર્થના હોજો !

**શો૦ મ૦ દેસાઇ.**

---

| | |
|---|---|
| **જન્મ.** | **મરણ.** |
| **નવસારી.** | **નવસારી.** |
| **તા૦ ૨૬ અકટોબર ૧૮૮૭.** | **તા૦ ૯ મે ૧૯૧૮.** |

# "હિંદુસ્થાન" પત્રનો અભિપ્રાય

(તા. ૧૪ જાનેવારી ૧૯૧૫)

## દુઃખીને દીલાસો.

નવસારીના જાણીતા લેખક મી૦ સોરાબજી મનચેરજી દેશાઇ તરફથી પ્રગટ થયલાં પુસ્તકના ભાગ ૧–૨ મલ્યા છે. મી૦ દેશાઇએ અત્યાર સુધીમાં લગભગ બે ડઝન પુસ્તકો લખ્યાં છે, તે ઉપરાંત વકતા અને લેખક તરીકેની તેમની કારકીર્દી એટલી જાણીતી છે કે તેમને માટે કાંઇબી સીફારસ કરવી ફોકટ છે.

"દુઃખીને દીલાસો" એટલો બધો ખેંચાણકારક શબ્દ છે કે ખચીતજ ઘણા દુઃખીઓ તેથી રાહત મેળવવાને તત્પર હશે. હરેક માણસ સુખ દુઃખ જોવાને સરજાયલો છે. કોઈ હંમેશ સુખી રહી શકતો નથી તેમ વળી કોઇ સદાજ દુઃખી રહેતો નથી. દુઃખ માણસની જીંદગીના પ્રકટીકરણ માટે જરૂરી છે, પણ કેટલીકવાર માણસ દુઃખથી એટલો બધો આજેજ થઇ જાય છે કે તે વખતે આ જીંદગી તેને અકારી લાગે છે અને તેવામાં આ દિલાસા પત્રો ખચીત તેનું અડધું દુઃખ ઓછું કરશે. મી૦ દેશાઇના લખાણની ઝમકજ ઓર છે. એઓ કહે છે કે 'તેમના પોતાના ભેજાનું એ પરિણામ નથી પણ ભારોભાર ઉતારાઓ કરીને આ પુસ્તકની રચના કરી છે,' પણ ભાષાંતરો અને ઉતારાઓ બંધબેસ્તી જગાએ ગોઠવવાનું અને વારતાના આકારમાં વાંચવા ગમે એવી રીતે ઉમદા નશીહતના ગૌહરોને ગુંઠી લેવાનું કાંઇ બધાંનેજ આવડતું નથી. એ કુદરતની બક્ષેશનુંજ પરિણામ છે અને એવી બક્ષેશ મી૦ દેશાઇ પર ઉતરેલી સ્પષ્ટ જણાઇ આવે છે.

દુઃખીને રાહત અને સુખીને જ્ઞાન સાથે ગમત આપે એવાં અકેકથી સરસ બેમુલ ગોહરોનો આ નાનકડાં પુસ્તકમાં સમાવેશ થયો છે. ઉત્તમ સાહીત્યનો શોખ દીનપરદીન પ્રજામાંથી કમી થતો ચાલ્યો છે અને તેની જગા વારતાના અને પ્યારના પુસ્તકો તથા ચોપાન્યાએ લીધી છે તે અરસામાં દરેક કોમના કુટુંબના વડાઓનું આવાં ઉમદા પુસ્તક ઉપર ધ્યાન ખેંચેલું વ્યર્થ જશે નહીં. ચોપડીનું નામ "દુઃખીને દીલાસો" છે પણ તે કાંઇ દુઃખીઓને માટેજ રચાયલું નથી કે સુખીઓએ તેને હાથજ નહીં લગાડવો એવું નથી. ખરેખર તો એ ચોપડી નાનાં કે મોટાં, જુવાન કે બુઢ્ઢાં સર્વેનો સાથી છે. એનું અકેક પાનું કીમતી રસકસથી ભરેલું છે અને તેથી એ વાર્તાના પુસ્તક તરીકે યા ધર્મનીતી કે નસીહતની કેતાબ તરીકે બંન્ને રીતે ચાલી શકે એમ છે. આજકાલ કેટલાકો વખતનું બહાનું કાઢી ખોદાની બંદગી કરવાના અખાડા કરે છે તેવાઓ માટે પણ ફુરસદની વખતે ગમત સાથે બંદગીના

સાધન જેવી આ ચોપડી થઇ પડશે, કેમકે એમાં ડગલે ને પગલે ઈશ્વરના અદલ ઇનસાફ અને ન્યાયની, ધર્મપુસ્તકોને આધારે કે બીજા ગાયનો મારફતે, એટલી બધી તો સીફારસ કરી છે કે ખુદરતી રીતે ખુદા તરફના માણુસના પ્યારમાં વધારો થવા વગર રહે નહી, અને એ રીતે ખુદાની સ્તુતી કરવી કે તે સાહેબના અદલ ન્યાયની સીફારસ કરવી એ પણ બંદગીજ છે.

આ દુન્યામાં લોકોએ માની લીધેલાં એટલાં બધાં અસંખ્ય દુ:ખો છે કે જેનો ભાર ખમવો ખરેખર તેઓ માટે અશકય થઇ પડે છે. તે ગમના બોજા હેઠળ તેઓ કચડાઇ જાય છે અને ચિંતા તેમનું હૈયું કરડી ખાય છે. તેવા દુ:ખીઓને રાહત આપવાનો આ ચોપડીનો ખરેખરો હેતુ હોવો જોઇએ અને બેશક તેને લાયક-નાજ પત્રો આ પુસ્તકમાં છપાયાં છે. ચોપડીમાં સમાયલાં ઉમદા ગોહરો તરફ નજર કરતાં ચોપડીની ચાર આના કીંમત ઘણીજ નજીવી ગણાવી જોઇએ, અને તેથી કોઇ પણ ગરીબ દુ:ખી દર્દી રાહત મેળવવાની પોતાની ખાહેશ પાર પાડી શકશે. આપણા સખીવજુદોએ એ પુસ્તકની હજારો નકલો ઠેકઠેકાણે મુફ્ત વેહચાવવી જોઇએ છે, કેમકે "દુ:ખીને દિલાસા" જવી બેમુલ કેતાબો લોકોમાં વધારે પ્રમાણુમાં ફેલાવવાની બેશક જરૂર છે, કે જેથી હાયસોસારાની આ દુન્યાંમાં સઘળે શાંતિનું રાજ્ય પ્રસરવા પામે. આ ચોપડીના સંબંધમાં અમારે જે સુચના કરવાની છે તે એટલીજ કે જે જે અંગ્રેજી ઉતારાઓ કે કાવ્યો આ ચોપડીમાં આવે તેની સમજણ આપનારો ટુંક સાર પણ સાથે પ્રગટ થવો જોઇએ. કેમકે અંગ્રેજીથી બેનશીબ વાંચકો તેનો ભાવાર્થ જાણી શકે, બલકે અંગ્રેજી જાણુનારાઓ પણ તેનો ખરો ભેદ સમજવાને કેટલીકવાર નિષ્ફળ નીવડે છે, તેઓને પણ તેની મુળ મતલબની માહીતી પડે. અમો મી. દેશાઇને તેમના આ પરોપકારી સાહસ માટે ધન્યવાદ આપીયે છિયે.



# દુઃખીને દિલાસો.

## ભાગ ૪ થો.



## દિલાસા પત્ર ૩૯ મો.



"There is no flock, however watched and tended,
But one dead lamb is there !
There is no fireside, howsoe'er defended,
But has one vacant chair !"

*Longfellow.*

અરે બાપા ! એક તો મારી મા મરી ગઈ, અને તમારૂં મોત હજી તો થયું નથી તે પહેલાં મને તેના ધ્રુજારાં છુટે છે. અરે, તે નહીં જોયલું કે કદિ નહીં ઓળખેલું એવું અજાણ્યું આવીને તમોને મ્હારી સાથે વાતો કરતાં બંધ પાડશે ત્યારે હું એકલો શું કરીશ ! છત. છત. બેટા ! તું નાદાન છે. મોતને જેમ તું ઘણું ડરામણું ધારે છે, તેમ તેમ તે તને ઘણું બિહામણું લાગે છે. કવિ **શેક્સ્પીઅર** પણ ત્હારી માફક આ દુન્યાંની હમેશગીની આરજુ રાખ્યા કરતો હતો, ત્યાં સુધીજ મોત શબ્દથી તે બીહુ ધ્રુજી જતો હતો, પરંતુ મોતમાંજ ખરી મ્હારી મજા છે એમ છેવટે તેને લાગ્યું. મોતને "ધ્રુજારાનો રાજા" કહેવામાં આવે છે, પણ ખરેખરી રીતે તો તેને "રાજાઓનો ધ્રુજારો" એ સંજ્ઞા આપવી જોઈએ. મોત રાજાને કે રંકને સર્વને એકજ પંક્તિ ઉપર લાવી નાખનારો મહારાજા છે. તેનો જોરાવર હાથ કોઈથી છટકાવી શકાતો નથી. એક મગરૂર મહેલમાં કે વિજયી આરકાં હેઠળ તેનો પડછાયો ઉભેલોજ છે. શ્રીમંત કે ગરીબ સર્વને એકજ બિછાંને તે સુવાડી દે છે. મટ્ટીને બિછાનું બનાવનાર તેજ છે, અને તાજો તખ્તને બદલે સુકાં ઘાસની ઘટા હેઠળ બન્નેને રહેવું પડે છે, જ્યાં એક જુલમગાર પાદશાહ કે એક ગરીબ ખેડુત પોતાના ટેક, અને દૉર દમામની ગરદન નીચી વાળી બેસે છે. તેથી **નેપોલ્યન** કહી ગયો છે. કે મોતમાં ભયાનક જેવું હું કાંઈ જોતો નથી. ત્રણ અઠવાડિયાં સુધી તે મ્હારાં બિછાંનાનો તકયો થઈ રહ્યું હતું, અને હવે તે મને હમેશનો લઈ જવાને

તૈયાર થઇ રહ્યું છે. હે બેટા ! સો વરસ જીવવું નહિ, ને સો વરસની વાત કરવી તેમાં શો માલ ? જ્યાં સુધી ભય ન આવી પડયો હોય ત્યાં સુધી દરેક માણસે ભયભીતના પેઠે તેનો ઉપાય વિચારવો જોઇએ, પરંતુ ભય આવી પડેલો જણાયા પછી તો નિર્ભય થઇને તેનો નાશ કરવો. દુઃખમાંથી મુક્ત થવાનો, હે બેટા ! ઉપાય શોધ, અને શોક કરવા કરતાં ઉપાય કર. એમ કરીશ તો શોકથી મુક્ત થઇ તું દુઃખ વગરનો થઈશ. મોતનોજ ભય તમને લાગતો હોય તો ઘોરસ્થાનમાં જઈને તેનું અવલોકન કરો.

જોઇ ખ્યાલ કરો ! કેવા કીધા કાળે સહુના હાલ જો;
ઝટ ધ્યાન ધરો ! વશ થઇને પડયાં છે બુઢ્ઢાં બાળ જો.
આ સુતો છે રાજા જંગી, છે લાશ પડી અંતે નંગી;
વળી ઘોરે જગની થઇ તંગી. જોઇ.
હતું તાજ ઝલકતું આ માથે, કર ખાક રંક તેની સાથે;
તે ન્યારી થશે નહી કોઇ હાથે. જોઇ.
જો પેલી કબરમાં છે રાણી, લાવ્યો જેને યમ હયાં તાણી;
તજી ક્રોધ પડી છાંની માની. જોઇ.

મોત વગર કોઇનો પણ છુટકો થયો છે દીકરા ? "પેલો દુન્યાં જીતવાની ઉલટમાં આવેલો **નેપોલીયન બોનાપાર્ટ** જેણે આખી દુન્યાંને ધુજાવી મારી, તેના હાલ શું થયા ? તેનું શરીર અને જાહોજલાલી કેવાં નાબુદ થઇ ગયાં છે ! માટે મોતને આપણી સામે ધરી રાખી તેને યાદ કરવાથી આપણને જે શિક્ષણ મળે છે, તે એજ કે આપણું શરીર તેમજ દુન્યાંની જાહોજલાલી સઘળું નાશવંત છે, સઘળું થોડા વખતનું છે, માટે આપણે મોતનો ખ્યાલ દરેક કાર્યો આગળ ધરીને આપણી જીંદગીની મુખ્ય નેમ ભલું કરી જવાની ભુલી જવી ન જોઇએ." હે બેટા ! જીવ એકલોજ જન્મે છે, એકલોજ મરણ પામેછે, અને એકલોજ પોતાનાં સારાં માઠાં કર્મોનું ફળ ભોગવે છે. મરણ અને અમરણપણું એ બેઉ આ દેહમાંજ રહેલાં છે, મોહથી માણસ મૃત્યુને પામે છે, અને સત્ય વડે અમરણપણાને પામે છે. માટે તું સચ્ચાઇ પકડી નેકીના પરમાર્થી કામો કરવામાં સિંહની માફક ઉછળીને કામ કર, પાડાની માફક પડી રહેવાથી અમરગી મળવાની નથી. એક તેજી ઘોડા ઉપર સ્વાર થવું તેમાં જોકે જોર અને ચાલાકીની જરૂર પડે છે, તોપણ એક અડિયેલ ખચ્ચર ઉપર સ્વાર થવા કરતાં તે તેજી ઘોડાની સ્વારી આનંદદાયક હોય છે. તેથી ઘોડાની સ્વારીમાં તમારે સાવધ, હુશ્યાર, અને કૌવતમંદ રહેવું પડે છે, ને સુસ્ત ટટ્ટુની કે મંદ ખચ્ચરની સ્વારી બિડતાં તમોને સુસ્ત અને વગર જોમની સ્વારી બિડવી પડે છે. તમે જો આળસુ અને અમસ્થા પડી રહેનારી જીંદગીમાં સુખ માનતા હો, તો પરિણામે તે દુઃખ ભરેલું જીવન થઇ પડશે. તેજી, ઉત્સાહિ, અને ઉલટમંદ ભલાં કાર્યોમાં મચ્યા મંડયા રહેવાની જીંદગીમાં જંજાળ પડશે, પણ

દુ:ખને બદલે સુખ મળશે. બેલ્લી જેવો ખગોળશાસ્ત્રિ રાત ને દિવસ એકેકી શિલીંગ માટે દલાલીનો ધંધો કરતો હતો, તે કાંઈ ધનાઢ્ય ન થયો, પણ સૌથી પ્રમાણિક દલાલ લેખે અમર રહ્યો. તેમજ ગ્રીસનો તવારીખનવેશ ગ્રોટે લંડનમાં દલાલીનો ધંધો કરતો હતો, તે હજારો ધક્કા ધકેલા ખાઇ મરતી વખતે દોલતનો ઢગ તો મુકી ના ગયો, પણ "ચોખ્ખા ગ્રોટે" તરીકે અમર રહ્યો. દુન્યામાં નામના કરવા માટે કુદ્રત, અભ્યાસ, અને અનુભવની જરૂર છે. હે બેટા! ત્હારા જેવા દરેક જુવાને આ કહેવત યાદ રાખી પોતાના પગ ઉપરજ ઉભા રહી સુખી જીંદગી માટે પ્રયત્ન કરવો જોઈએ. આપણી જીંદગી કાપવાનો રસ્તો સહેલો હોવો તો નહીંજ જોઇએ. એ માર્ગ મુશકેલ હોવા વગર તેની મજા નથી. આપણાં સુખને માટે જન્મથીજ જો બધી સગવડ હોય તો તે સુખ કંટાળાભરેલું થઇ પડી દુઃખનીજ જગા રાખે છે. થોડીક સગવડ અને ઘણી અગવડ સાથે શરૂ કરેલી જીંદગીજ દુન્યાંની મોજ ચાખી શકે છે. ધંધા અને જેહમત વગરની જીંદગીના જેવી આફત અને બદ દુઆ બીજી કાંઇ નથી. એના જેવો એકે શ્રાપ કઠણ નથી, કે આખો દહાડો ઉદ્યોગની આયતી પુંજી ઉપર એક માણસ આળસાઇથી નિર્વાહ કરતો હોય. બોજાનો ઉત્સાહ ઑાર હોય છે. ખાંધ ઉપર ૪–૫ મણનાં માછલાંની કાવર લઇને ૧૦ મીનીટમાં એક માઇલ સુધી દોડી જનારા એક માછીને અર્ધા તોલાનું એક કાગળ એક મૈલ ઉપર રહેતા ત્હારા મિત્રને પહોંચાડવા આપ, પછી તું અજાયબીથી જોશે, કે પાંચ મણનો બોજો ૧ મૈલ પહોંચાડતાં ૧૦ મીનીટ લાગી, અને અર્ધા તોલાનો પત્ર પહોંચાડતાં અર્ધો કલાક થયો! કેમકે કાવરનો બોજો અને ભાર, પેલાં કાગળનાં કુકકાં વજન કરતાંએ કામ કરવામાં માછીને હલકો લાગે છે. પાલકી ઉંચકનારા ભોઇ અને હમાલ બોજા–પ્રુફ થઇ રહેલા હોવાથી પાલકી લઇને ૧૦ મૈલ રવડી શકશે, પણ એક પાકીટ લઇને તેમનાથી ૧–૨ મૈલ પણ સહેલાઇથી જવાતું નથી. ઘણાં દર્દીઓને તું જોશે, કે વરસોથી તેઓ ખાટલો ભોગવતાં હોય, રોજનાં કાંસેલાં કરાંજેલાં હોય, દરરોજ ભાંગેલાં ઘરમાં ચોર પેસ્યા કરે તેમ દુઃખી દેહમાં રોજના કાંઇ ને કાંઇ રોગ રાઇ લાગેલાંજ હોય, અને એકજ હાલતમાં ચટ્ટાપાટ તે દર્દીઓ એવાં તો ખાટલાને ચોંટી રહેલાં હોય છે કે, પીઠ ઉપર પીડ—પાઠાંનું દર્દ લાગુ પડી કીડા કચકચતા એવી રીતે તો જણાશે ને એવી તો દુર્ગંધ આવશે, કે તેમની પાસે સગાં દીકરાં દીકરીઓને પણ જવાને કમકમાટ ને કંપારી ઉપજે. એવાં દુઃખ દર્દોમાં પીડાતાં દર્દીઓ ગોયા દર્દ–પ્રુફ, દુઃખ–પ્રુફ અને હાડમારી–પ્રુફ થઇ રહેલાં હોય છે, કે જેટલો સંતાપ ને બળાપો ઉપરવાળાંને થાય છે તેથી ૧૦ મે હિસ્સે પણ તે દર્દીને થતો નથી. એ વાત સત્ય માનજો, કે લાંબા વખતની બીમારીથી દર્દી ટેવાઇ જવાથી તેની લાગણી, તેનું શરીર, અને તેનું મન એવાં તો શુન્ય મારી જાય છે, અને કંપારીની લાગણી એવી તો મરી જાય છે, કે તેને દુઃખ કે વેદના બહુજ ઓછી લાગે છે. માટે બેટા! જે દુઃખ હજી તો થયું નથી તેની ફીકર હમણાંથી શી રાખે છે? કદાચ તું ધારે છે તેવો વખત પણ નજદીક આવે તો ધૈર્ય ધરજે. ખુદા જેવો સાહેબ છે.

ચેતી જા વિક્રમ રે, મનમાં ધીર ધરરે. ચેતી.
પ્રભુમાં આસ રાખીને, રહે તું ગમ ખાઇને,
મળશે સુખ તું જને, મનમાં ધીર ધરરે. ચેતી જા વિક્રમરે–

બીકણુપણું, ઉંડા વિચાર, ને બીકણી લાંબી નજર મનુષ્યને પાકાં નાસ્તિક બનાવી દે છે. માટે કોઇ પણ ભય પમાડનારી સ્થિતી જરાએ ખરી છે એવો ખ્યાલ પણ આવવા દેતો ના. તું નિર્ભય અને નિર્ભયજ છે, માટે ત્હારો સ્વભાવ શાંત રાખી ખુશ મીજાજ રાખ. બેટા! તું જાણજે નકકી, કે માનવી જાતમાં ખુશ મીજાજ એક ઉત્તમ ગુણ છે. તે માત્ર આપણને રમુજ અને શાંતિજ આપે છે એટલુંજ નથી, પણ તેનાથી જીંદગીની દોરી લંબાય છે. **લોર્ડ પામર્સ્ટન** પોણોસો વરસનો થવા છતાં ભારે મહેનતનું કામ આસાનીથી બજાવી શકતો હતો તેનું કારણ એજ, કે તે સદાનો થંડા સ્વભાવનો અને ખુશ મીજાજી હતો. રાજદ્વારી ખિકટ અને મહાભારત કામો ઉઠાવતાં તે કદીએ મીજાજ ખોતો નો'તો. સ્વભાવની દોરી સદા કાબુમાં રાખતો, અને ગુંચવાયલા ગોટાળા વખતે કંટાળો યા બબડાટ ફફડાટ તેનામાં ઉભો થતો નોહતો. કેમકે કઇ વખતે શું બનશે તેનું કાંઈ પ્રમાણ નથી, અને નિર્માણ થયલું થયુંજ જાય છે એમ તે માનતો હતો. માટે હે મન! ભાયગ ભુલ મત, જો આયા મન ભાગ; સો તેરા ટળતા નહી, નિશચે સંશય ત્યાગ. બેવકુફ કાંઇ હમેશાં બેનસીબ નથી, અગર ડાહ્યો માણસ કાંઇ હમેશ ફત્તેહમંદ થતો નથી. તોપણ બેવકુફને કદિએ પુરતાં સુખચેન મળ્યાં નથી, યા એક ડાહ્યો માણસ તદન દુ:ખી રહેતો નથી. પુરૂષનાં નસીબ આડું પાંદડું છે. પુરૂષનું ભાગ્ય પાંદડાંની તળે છે.

"જ્યારે ઘણાકોને એવો ખોટો ખ્યાલ અથવા ધખારો હોય છે, કે તેઓ દરેક બાબતમાં પ્રથમ બુરાઇ તેરવી કાઢીને જોઇ શકે છે. પણ કુદ્રતનો પેલો અદ્ભુત અભ્યાસી **શેક્સ્પીયર** તો હરેક વસ્તુ અને બાબતમાં સારૂંજ જુએ છે." જેમકે tongues in trees books in the running brooks, sermons in stones and good in everything નો તેનો સિદ્ધાંત બહુ અમુલ્ય હતો. કલપવૃક્ષ જે માગો તે આપે એવું ઝાડ છે, પણ તેને બીજાઓ લાકડુંજ હોવાની નજરથી જુએ છે! મેરૂ પર્વત અચળ છે, ચિંતામણિ તો પથ્થર છે, સૂર્યનાં કિરણો તો અત્યંત ગરમ છે, ચંદ્રમાના કિરણ ક્ષીણ થઈ જાય છે, સમુદ્ર તો ખારો છે, કામદેવ ને શરીર ક્યાં છે? બળી રાજા તો દૈત હતો, કામધેનુ જેવી પવિત્ર ઉત્તમ ગાય પણ આખર કરતે તો પશુ છે! આવી રીતે દરેક સુંદર, ઉમદા, ઉપયોગી, મુલ્યવાન વસ્તુને પણ કાળા ચશમાથી જોનારાઓ, સર્વમાં નઠારૂં, અશુભ, ભયાનક, અને દુ:ખરૂપ જૂએ છે. પછી સારૂં તો તેમને સોહાયજ કયાંથી? ફેરફાર અને ફરતાં ચક્ર તરફ તો તેઓ જોતાજ નથી. ચલ્લી ફ્રોકટમાં એક માળો બાંધી રહે છે તેટલાં તો તેને બીજી જગા બદલવીજ પડે છે. માટે હે બેટા! મ્હારે આજે નહીં ને મોડે વ્હેલે પાંથરણું બદલવુંજ પડવાનું.

ખુદા જાણે કે કીસમતમેં, હમારે કયા લિખા હોગા;
જો જાહેર હે સો દેખીંગે, વલે બાતેનમેં કયા હોગા.

"વરસો પછી વરસો ચાલ્યાં જાયછે. એ કંઇ જીંદગી નહીં કહેવાઇ. ખાવું પીવું, રાત્રે સુવું, દિવસે ઉઠવું, કામ ધંધે વળગી જવું, અને વેપાર કેમ ચલાવવો તેનો વિચાર ચલાવવો એને શું તમો ખરી જીંદગી કહેશો? વિદ્યા, સચ્ચાઇ, પ્યાર, ખુબ મીજાજ, સારા ગુણો, યકીન, એઓજ માત્ર હૈયાતિને ઉધારે છે. ખુશી જે દીલને મગન કરે છે, વાજીંત્ર અને ખુશનુમા રાગો જે બચપણ પાછું લાવે છે, બંદગી જે આવતી ચીજને અથવા ભવિષ્યને નજદીક બોલાવે છે, મોત જે તેના છુપા વખતથી બિહવડાવે છે, આતુર્તા અને પ્યાર જેનો વિશ્વાસમાં છેડો આવે છે, સખાવત અને રહેમ જે કીર્તિ મેળવે છે, એ સઘળું જીવતી હૈયાતિનો ખરેખરો પચતો ખોરાક છે, અને એવીજ હાલતને ખરી જીંદગી કહેવી જરૂર છે." મ્હારી નકામી જીંદગી ભલાઇમાં ને ભલાઇમાં જેટલી વહેલી ખતમ થાય એટલું ગનીમત કહેવાય. કાંકે આ સંસાર બદીનું ધામ છે. આ જીંદગી બદનામીનું સ્થાન છે. આ જન્મ પાપનો પાક છે. આ દુન્યાં ભુંડાઈ, અનીતિ અને દુષ્ટ વાંચ્છનાઓનું રહેઠાણ છે. તેમાં કયો નર બદ કામો કરીને પાર ઉતર્યો છે?

કીસીને બદીમે નફા કુચ્છ ન પાયા; આખીર કો હર એક હુય પચતાયા. કીસીને.
દેખ કયા **અજાજીલને** સરકશી કી; ગજબે ખુદામેં વોહ કીસ તરાહ આયા. આખીર.
જો **ફીરઉનને** દાવા ખુદાઇકા કીયા, હકને દર્યા બીચ ઉસકો ગીરાયા. આખીર.
**નમરૂદને** હકસે કીઇ થી લડાઇ, આખીર એક મચ્છરને ઉસકો ખપાયા. આખીર.
**શદ્દાદને** કયા બીહીશ્ત થી બનાઇ, વોભી ઉસે દેખનેકો ન પાયા. આખીર.
હયગા બુરાઇકા બદલા યેહ અંજામ, નેકીકા બદલા બુરાઇ ન આયા. આખીર.

**બેટો:**—સુખ! ઓ સુખ! તું કયાં છે? ઘણા જણ એ સવાલ પુછે છે, ઘણા જણ તને મળવા તલપે છે, ઘણા જણ ત્હારી શોધમાં અટવાઇ જાય છે, ઘણા જણ તને મેળવેલું સમજે છે, અને ઘણા જણને તું મળે છે. પણ વળી ઘણા જણ તુંથી નાસીપાસ થાય છે, ત્યારે કહે ઓ સુખ! તું કયાં છે?

**બાપ:**—"સુખ શું પૈસા ટકામાં છે? અથવા ધન કે માલ ખજાનામાં છે? અથવા શું રાજપાટ યા હકુમતમાં છે? સુખ શું ઉંચા પોશાક પહેરવામાં છે? અથવા શું ઘરેણાં ગાંઠાંમાં છે? સુખ શું વેપાર ધંધામાં છે? અથવા શું કાબેલ્યતમાં છે? અથવા શું અજ્ઞાનપણામાં છે? અથવા શું આળુમાં છે? સુખ શું નાણાવટની પેઢીમાં છે? અથવા શું પાદશાહના મહેલમાં છે? અથવા શું તાલેવંતના બાગમાં છે? અથવા શું ફકીરની ઝુપડીમાં છે?"

**કીતાબ:**—"આપણી આસપાસ તથા આપણી ઉપર અસર કરનારી સર્વે ચીજો

ઇશ્વરે સુખ અને દુઃખનો ભાગ પાંથરી નાખ્યોછે, અને આપણા વિચારો અને આપણી ઇંદ્રિઓનાં બધાં કામમાં પણ ભેળવી નાખ્યો છે. તેનું કારણ એ, કે તે સાહેબની બનાવેલી વસ્તુઓથી જે સુખ મળે છે, તેમાં આપણે આપણી અધુરી હાલત, નાસીપાસી, અને સંપુર્ણ સુખાકારીની કોટાઇ જોઇ તે મોટા સાહેબનું સુખ સાધવાને આપણે તજવીજ કર્યે, કે જે સાહેબમાં સુખાકારી ભરપુર છે, અને જેના જમણા હાથ ઉપર હમેશગીની મોજો એકઠી છે." માટે આ અમુલ્ય દેહમાં તે માલેકનેજ હમેશ યાદ કર, નહીં તો

જીવતો મુઓ રે મુર્ખ જીવતો મુઓ;
તેં ભજ્યા નહીં ભગવાન મુર્ખ જીવતો મુઓ.
પેટને અર્થે પાપ કરતાં દીલમાં ના ડર્યો;
પાડોશીને ઘેર પુણ્ય કરતાં આડો જઇ પડયો રે. મુર્ખ૦
કુડની માળા કોટમાં ઘાલી ક્રોધ શુરૂ કર્યો;
ત્યારે મૈથુન કરવા લાગ્યો અંતર ના ડર્યો રે. મુર્ખ૦
બહુ નામીને ઓળખ્યા વિના, અંતર બહુ પડયો;
દયા પ્રીતમ દીલમાં વસ્યો કારજડો સર્યો રે. મુર્ખ૦

મોજમજા, તાગડધીન્ના, ખાવું પીવું, ને સહેલાણી થઇ લ્હેર ઉડાવવામાં સુખ સમજનારા ગધેડાઓ તો રોમ ને ગ્રીસમાં ઘણા થઈ ગયા છે, પણ જેને તેઓએ સુખ માન્યું હતું તેજ ખરેખરૂં દુઃખનું ભુતડું હતું. આગલા રોમના ને ગ્રીસના ઉમરાવો અને શાહજાદાઓ સુખ માત્ર ખાવા પીવા અને મોજ મારવામાં માનતા હતા, તે સુખ મેળવવા તેઓ નિર્દોષોને કેટલાં હેરાન કરતા! પૈસા ને વખત કોઇનો રહ્યો નથી. કહેવત પડેલી છે, કે "જે શહેરમાં એક બળદને ભાવે એક માછલી વેચાતી હતી તેવાં શહેર ઉપર શ્રાપ હોજો!" આ કહેવત અસલી રોમમાં ખરી પડેલી હતી. માત્ર એક જીઆફતમાં ખાપીકી મોટી મીલકતો જેટલો ખરચ થતો! શંખલા જેવી માછલી સેંકડો અને હજારો કોશના દુરના દેશોમાંથી મંગાવવામાં આવતી. પાર્થીઆથી તથા ફેસીસના કીનારા ઉપરથી તરેહવાર સુંદર પક્ષિઓ મેજબાનીમાં ખાવાને મંગાવવામાં આવતાં, સાધારણ વાનીઓ તરીકે મોરનાં ભેજાંઓની વાની ટેબલ ઉપર આવતી! બુલબુલોની અને ફ્લોઇંગોસની જીભોની વાનીઓ પણ સાધારણ હતી. **એપીસ્યસે** લાખો રૂપ્યા માત્ર આવી ખાધ ખોરાકીની મજામાં ઉડાવ્યા, અને પછી આપઘાત કર્યો. કેમકે તેની પાસે માત્ર ૧૨૦૦૦૦૦ બાર લાખ રૂપ્યાજ રહી ગયા! તેઓ એધીની માફક આ વાનીઓ ખાતા, વામીટ કરતા, પાછા ખાતા, ને પાછા વામીટ કરી કાઢી નાખતા. શું આ તે સુખ? સુખની આ શોધનું છેવટ વિનાશ અને મોતમાં આવતું. જ્યાં જુઓ ત્યાં દરરોજના આપઘાતો થતા. લક્ષાપતિઓ કરોડપતિના જેવી મોજમજા નહીં મળવાથી લાખો રૂપ્યાને તો ચટણી સમજી આપઘાતો કરતા. કારણકે સુખનું ધોરણ તેઓએ ખોટું ગણ્યું હતું. જરા માથું દુઃખે

તો તેટલું દુઃખ પણ તેમનાથી સહન થઈ શકતું નહીં. જરા સળેખમ થવાથી જીવની એચેની **મારશેલીનસ** જેવા શ્રીમંત અને જુવાન ઉમરાવજાદાને એક દહાડો જણાતાંજ, ગરમ અંગોળમાં ગુંગળાઇને તેણે આપઘાત કરી પોતાની દુઃખી (!) જીંદગીનો છેડો આણ્યો. પૈસા વધે તેમ લોભ વધે. જેઓ જીંદગીની મોજમાં ચકચુર હતા તેઓ એવું માગતા કે ભલે મ્હારા હાથોને લકવો થાય, મ્હારા પગે ગાઉટ ભલે થાય, હું ડોકમાંથી કે બરડાથી ખુંધો થઈ જાઉં તો ભલે, મ્હારા બધા દાંત પડી જાય તો છો! પણ જો મ્હારી જીંદગી બચવા પામે, તો એ સર્વે ખોટની હું તમા કરૂં નહી. અરેરે બેટા! ત્હારી માય મરી ગયા પછી હું મરીશ તો ત્હારૂં શું થશે એ ત્હારા ગાંડા વિચાર છે. તે પરવરદેગાર ઉપર ભરોસો રાખ, હું તો આજે છું ને કાલે નહીં, પણ તે ત્હારે, મોટો અને ખરો બાપ તો કાયમ દાયમ જીવતો જાગતો રહી ત્હારી પરવરશી કરશે!

ચંદ રોજ હ્યાં ફરજ ઉઠ હમ તો ચલનેકે;
વતન હમારા દુર ફેર પીછે નહીં વલનેકે.
ફુલ મુરઝાયા ફીરસો ફેર નહીં ખીલનેકે;
અબી મીલે હે યારો ફીર નહીં મીલનેકે.
નહીં કીસકા અખત્યાર જો કુછ બના કીયા રબને,
બોલા ચાલા માફ કરો!



# દિલાસા પત્ર ૪૦ મો.



"He went, like one that hath been stunn'd,
And is of sense forlorn:
A sadder and a wiser man
He rose the morrow morn."
Coleridge.

હે કનૈયાલાલ! વળી ત્હારો સંતાપ જુદોજ છે. ત્હારાં દુઃખોની વળી ભાતભાતની વાનીઓ રંધાયલી જણાય છે. અરેરે! ત્હારી બ્હેન લલિતા લફંગી અને વ્યભિચારી નિવડી! અરેરે! ત્હારી માતાએ કુટણપણું કરવા માંડયું! અરેરે! અફસોસ! ત્હારી સ્ત્રી પણ વેશિયા થઇ ગઇ! ભલે ભાઇ ભલે! આવાં ત્હારાં દુઃખોના દિલાસા પણ કોઠીઓ ભરીને ભરી મુકેલા છે. તું માનશે? સિધ્ધપુરમાં મેં એક વૃદ્ધ ડોસાનો દાખલો અનુભવેલો છે. તેનું નામ હું દેતો નથી. તે બાપડો ૯૦ વરસનો ડોસો લાગતો હતો. તેને પેટે ૪ પુત્રીઓ હતી. તેને ૨ લઠ બેટાઓ હતા. અને તેની પાસે એક લાખ રૂપૈયાની પુંજી હતી. તેની ઉમર પુછતાં તેણે ૬૦ વરસની ઉમર કહી. મેં તે

માન્યું નહીં, પણ જ્યારે તેનાં દુઃખની કાણી સાંભળી ત્યારે જણાયું, કે બાપડો નહીં કાં ૬૦ વરસનો છતાં ૯૦ વરસનો જણાય! પૈ પૈ ભેગી કરીને લાખ રૂપૈયા પેદા કરેલા, તેમાંની અરધી રકમના દાગીના ચોરીને તેની બે પુત્રીઓ કોઈ લફંગા સાથે પરદેશ નિકળી ગઇ. આથી કુળને લાંછણ લાગેલું ગણી જવાન બેટો આપઘાત કરીને મરી ગયો. છેવટ ભાગે બીજી બે બેટીઓ વ્યભિચારી નિકળી, ને વેશિયા થઇ ગઇ! કાળચક્રને લઇને બાકી રહેલો બેટો પણ મરણ પામ્યો. લાખ રૂપ્યા ગયા તો ગયા, પણ બાપડા ડોસાને અન્ન અને દાંતને પણ વેર પડયું. દેહ લથડી પડી. આખરે તપાસ કરતાં જણાયું, કે તે ડોસાએ સેંકડો ગરીબ ખેડુતોનાં કુટુંબોને નિચવી નિચવીને પાયમાલ કરી દીધાં હતાં. અફીણ પારખવા ઉપર તે નિમાયલો હતો. જે ગરીબ ખેડુતો તેને સેંકડે ૨૫ ટકા આપતા તેનો રસ તે પસાર કરતો, ને બાકીનાઓના રસનાં હાંલ્લાં તે રદ કરાવતો. આખાં વરસના જીવનગાળાનો આધાર તુટી પડવાથી સેંકડો ગરીબો કળકળતાં ને શ્રાપ દઈ હાય નાખતાં. પણ તેની તેને જરાએ દયા નો'તી આવતી. હવે મને કેહો કનૈયા! કે તેના ઉપર દુઃખો પડયાં તે હજી ઓછાં હતાં નહીં શું?

જેનું દિલ સાફ છે, અને અંતઃકરણ ચોખ્ખું છે, તે પોતાનાં દિલમાં વસી, આનંદી દિવસો ભોગવે છે, પણ જે કોઈ પોતાનાં દિલમાં મેલા વિચારો અને કીના કપટના ખ્યાલો ધરાવે છે, તે તો બપોરનાં તડકાંમાં ચાલતો હોય તોયે અંધારી રાતમાં ગોથાં ખાતો હોય તેમ ઠોકરાય છે, અને પોતેજ પોતાનું દોજખ બને છે, એવું કવિ મિલ્ટનનું કહેવું છે. રામતિર્થે તેને અનુમોદન આપ્યું છે. મનુષ્ય પોતાની સ્થિતિનો માલીક છે. મનુષ્ય પોતાનાં ભવિષ્યનો માલીક છે. આમ છે તો પછી મનુષ્ય દરિદ્રી ને દુઃખી કેમ થાય છે? માત્ર ઈચ્છાઓના વિરૂધ્ધપણાથીજ. એક ઈચ્છા અમુક કાર્ય કરવા તરફ હોય છે, ને બીજી ઇચ્છા બીજુંજ કાર્ય કરવા પ્રેરે છે. એકથી અમુક ચઢતી દશાએ પહોંચવા મન થાય છે. એક ઇચ્છા થાય છે કે, હું ગ્રંથકાર અને વકતા થાઉં! બીજી ઇચ્છા વિષય ભોગ કરવા સારૂ ઇંદ્રિઓના ગુલામ થવા પ્રેરે છે. પછી વિરૂદ્ધ ઇચ્છાઓ જુદો જુદો માર્ગ પકડાવે છે. તેથી થાય છે શું? બન્ને ઈચ્છા તૃપ્ત તો થવીજ જોઇએ. એક ઈચ્છા તૃપ્ત થતાં બીજી અતૃપ્ત રહે છે. અને તેથી દુઃખ અનુભવાય છે. આ પ્રમાણે લોકો દુઃખ વ્હોરી લે છે. દુઃખ પણ એજ જણાવે છે, કે ત્હમે તમારાં ભવિષ્યના માલીક છો.

કનૈયા! તું એમ અફસોસ ના કર. બેહદ વિપત્તિઓ, એ કાંઇ હમેશ બેહદ પાપોની સજા હોતી નથી, પરંતુ ઘણીક વાર બેહદ બક્ષેશો માટેની પરિક્ષા છે. જે મોજ મજા અને સુખચેન ભુતકાળમાં આપણે ભોગવ્યાં હોય તેની યાદ તાજી કરવાથીજ દુઃખના તીરો ઘણા લાગી જાય છે. આ જંજાળી જગત્‌માંથી જોકે આપણે દિલગીરીથી છુટા પડયે છિયે, તોપણ ખુદાઈ ઘરે જવાની ખુશી ખુશાલી મેળવવાજ આપણે અહિંથી ચાલ્યા જઇએ છીએ. ઘણાજ નેક ખવાસના આદમીઓને

આફતોથી પહેલવહેલાં તો બહુ ખિન્ન થવું પડે છે, કેમકે તેઓને એવું લાગે છે, કે જે મુશીબતો આવી પડે છે તે ગેરઇનસાફી છે, તોપણ જ્યારે તે નવી પીડાઓ નાશ પામે ત્યારે તેજ જંજાળોને તે આવકારદાયક ગણી કહે છે કે, "એ મુશ્કેલીઓ કાંઇ આદમી તરફથી આવી નોહતી, પરંતુ પરમાત્માએ તેઓને મ્હારાં ભલાં માટે ખાસ મોકલી આપી હતી."

ત્હારાં જેવાંજ બેચેન કરનારાં દુઃખોનો આબેહુબ ચિતાર તને નીચલા દાખલાથી મળશે. ચઢતી દશામાંથી પડતી દશામાં આવી પડી એક અનાથ અને યતીમ તરીકે ઉધરીને નામદારી કાઢનારાઓમાં **મી૦ વીલ્યમ જેકશન**નું નામ તવારીખમાં નોંધાઇ રહેલું છે. તેનો બાપ સરજ્યન હતો, જેને પેટે ૧૧ છોકરાં હતાં. મી૦ જેકશન ૭ મો છોકરો હતો, અને તેની આગળનાં પોર્યાં તો શ્રીમંત બાપની દોલતે સારાં કેળવાયાં, પણ બાપ મુવે ન્હાનાં છોકરાંઓને તો ફાકા પડવા લાગ્યા. જેકશનને ત્હારા જેવા કેટલાક સંતાપો કરવા પડયા. તેથી જેકશનને ૧૨ વરસની ઉમરે તો નિશાળેથી ઉઠાડી લઇ વહાણમાં નોકરીએ રાખવામાં આવ્યો, જ્યાં તે સવારે ૬ વાગેથી રાત્રે ૯ કલાક સૂધી ગધાવહિત્રું કરતો હતો! કોઇકોઇ વાર પેલાં શરમ લગાડનારાં દુઃખો તેને યાદ આવતાં. તેનો શેઠ માંદો પડયો ત્યારે તેને ઘર ખાતે રાખવામાં આવતાં તેણે પુરસદનો લાભ લઇ વાંચી લખી અભ્યાસ વધાર્યો. પોતાનાં વ્હાલાં ગણેલાંઓની કફોડી હાલતને તે વિસરવા લાગ્યો; તે એટલે સુધી કે "એન્સાઇકલોપીડયા બ્રિટાનીકા"ના તમામે તમામ વાલમો A થી Z સુધીના રાત દહાડો મંડીને વાંચી નાખ્યાં! પાછળથી વહાણોનો મોટો વેપારી થઇ શ્રીમંત અને કીર્તિવંત થઇ ગયો. જો ત્હારી માફક બેલજાત લગાડનારાં દુઃખોને પકડીને તે બેસી રહ્યો હોત, તો તે પણ ત્હારા જેવો સોરાઇ સુકાઈ રહેલો કંગાલ થઇ પડત. લીલાં નાલ્યરનાં કોટલાંને ભાંગતાં કોટલાં સાથે નાલ્યર વળગી રહેલું હોવાથી તે પણ ભાંગે છે. પણ સુકાં નાલ્યરને ભાંગતાં અંદરનો ગોટો આખો રહેવા પામે છે. કાંકે તેણે કોટલાં સાથનો સંબંધ સુકવી નાખ્યો હતો. તું પણ જો ત્હારી બ્હેનો, માતા અને બાંયડીનો સંબંધ જોડેલોજ માન્યા કરશે, તો તેમની આબરૂનો ભંગ થવા સાથે ત્હારી આબરૂનો પણ ભંગ થશે. માટે દુષ્ટ નિકળ્યાં તેમનો સંબંધ તું સુકવી નાખ, કે તેઓને ભાંગતાં તું ભંગાશે નહીં. ને એકલો અખંડ રહેશે. લીલાં નાળ્યર માફક એ કોટલાંઓને વળગેલોજ રહેશે તો તેમની બેઆબરૂ સાથે ત્હારી પણ થશે. તેઓ જાણે હતાંજ નહીં એમ માની લે. તે કોટલાં સાથનો સંબંધ તોડી નાખવાથી તું એકલો અખંડ રહેશે. દુઃખોને સહન કરવાની શકિત મેળવવી હોય તો "ધર્મ ઉપર યકીનદારી" એ મહાન શકિત છે.

ભોલે મન ભજ લે શ્રી ભગવંતા, તેરા હરી બીન કોઇ ન મીલતા—ભોલે.
જો આયા સો ચલા જાત હે, ઇહાં કોઇ નહીં જમતા,
એ જીંદગી હે થોરે દીનકી, ફીર આવન નહીં બનતા. ભોલે.

ગુરૂકા ભજન કર, હરીકા ધ્યાન ધર, માયાકે જાલમેં નહીં ફંસતા,
કેહેત કબીરા સુનો ભાઈ સાધુ, પોંહચે કોઇ સતવંતા. ભોલે.

દરેક માણુસે મુશકેલીઓની આશા તો રાખવીજ. આશિર્વાદ હોય કે આપત્તિ હોય તોએ તે બન્ને માટે નસીબ તરફ જોવાનો રસ્તો ખુલ્લો છે. આપણે નાહિંમત નહીં થવું. નાસીપાસ થવાથી આપણે બેવડું દુઃખ વધાર્યે છિયે. જીંદગીની લડાઇમાં પાછાં ને પાછાં લડત ચાલુ રાખવી એજ આ જીવનનો વારસો છે. હે કનૈયા! હજુ ત્હારા કરતાં તો સ્ત્રીઓ સારી. આવી પડેલી આફતમાં, માદગીમાં, અને શોકમય બનાવોમાં મરદો કરતાં સ્ત્રીઓ બહાદુર અને ઓછી બડબડ કરનારી જણાઇ છે. અનુભવીઓ કહે છે કે, કસોટીના વખતમાં અને આપત્ત કાળે દુઃખનો બોજો સ્હન કરવામાં પુરૂષની બરાબર સ્ત્રીઓ ઉતરે છે. સૌથી ઉત્તમ દાખલે ગરટ્રુડ વોનડર વાર્ટનો આપવામાં આવે છે. તેણીના નિર્દોષ ધણી ઉપર શહેનશાહ આલબર્ટનું ખુન કરવાનો વાંક હોવાથી તેને જીવતાં જીવત પૈડાં ઉપર ચઢાવી રીબાવી રીબાવીને મારી નાખવાનો હુકમ થયો, ત્યારે ૨ દહાડા ને બે રાત તે ખડે પગે તેના ધણીની આગળ ઉભીજ રહી. તેને છુંદવામાં આવતાં તે જ્યારે બેહદ કકળાટ કરતો ત્યારે તેના જીવને શાંતવન કરી દિલાસો દેતી, ને રાણીના ખોફની દરકાર વગર મરતા ધણીને માટે ધૈર્ય રાખી ખાધાપીધા વગર ઉભી રહી હતી.

આપણાં પાપોથી ઉત્પન્ન થયલાં દુઃખો શિવાય, બીજી જે જે કુદ્રતી જંજાળો આવે છે, તેને તો પરમકૃપાળુ પરમેશ્વરે રાહત બક્ષવાનું સૃજેલુંજ છે. કાળાં વાદળાંઓ વીશે તું બીહતો નહીં, ને ખાત્રી રાખજે કે તેની અંદર સુર્યનાં કિરણો છુપાયલાં છેજ, એટલે ત્હારાં અસહ્ય દુઃખોની પાછળ ઈશ્વરી કરમ બક્ષેશો છુપાયલીજ છે. માણસની જીંદગી તો પવનમાં બળતી મિણબત્તીના જેવી છે. તેને બુજાતાં વાર લાગતો નથી. પરમાત્માએ તો આપણને હમેશગી માટેજ બનાવેલાં છે, તે હમેશગી આગળ ખુશાલી ભરેલાં આપણને લઈ જવા સારૂજ તેની નેમ દરેક બાબતમાં સમાયલી છે. એટલા માટે દુઃખ દરદો, માદગી; મારામારી, એ સર્વની ખાસ મતલબ એટલાંજ થકી છે, કે આ નાશવંત જગત્ સાથે જે સાંકળે આપણને બાંધી રાખેલાં છે તે સાંકળ તોડી નાખવી, અને ખુદાતાલાએ કરેલી પોતાની મહાન યોજનામાં ભાગ લેવા જવા માટેનો આપણો માર્ગ જેમ તેમ કરીને ખુલ્લો કરવો.

હે કનૈયા! ત્હારી કુછંદી બ્હેનોનો, ત્હારી વ્યભિચારી સ્ત્રીનો, અને ત્હારી કુટણ માતાનો શોક ના કર. થોડા દહાડામાં ત્હારો બાપ તેજ કુટણખાનામાં દાદાગીરી કરનારો થશે ત્યારે શું કરશે?

જુઠી જગતકી રીત હએ—જુઠા સબ સંસાર;
જયસે ખ્વાબ સોહાવના, આખીર કુચ્છ ના સાર.

૭૫૫૯

બખ્ત બરગશતા હુવા કયસો મુશીબત આઇ હુએ;
હુએફ હુએ હુએફ કે બુલ બુલસે છુટા હુએ ચમન.
દીલમે ઉસ સઇઆદ કાતીલ કે શરારત આઈ હુએ.
જીઆ જલાએ દીલ દુખાએ મત અબ,
જીઆ જલાએ દીલ દુખાએ મત હમરા,
ફલક તોએ આવે ન તરસ હમારા.

**ઓલીવર ક્રોમવેલ** જેવા બહાદુર, રાજા બનાવનાર, મહા પુરૂષના પ્રપૌત્રો પૈકીનો એક ગાંધીની દુકાન ચલાવતો દીઠામાં આવ્યો હતો, ને બીજા વારસો ઘણીજ કંગાલ ગરીબાઈમાં, પાપી નઠારા ધંધામાં સબડતા જોવામાં આવ્યા હતા, તે તું જાણુતો નથી વારૂ? જેમ ઝાડને ઉધઇ લાગીને તે ઝાડ નાશ પામે તેમજ વખણુાચલાં ઉંચાં કુળો, જેઓ પોતાનાં ખાનદાનનાં નામ મગરૂરીથી લેતાં હતાં, તેઓનાં સર્વે પાંખડાં નાશ પામીને નિર્વંશ થયાં છે. બીજાં એવાં ઘણાં ઘણાં માનવંત કુટુંબો આબુથી હિણાઇને દળિદ્રાવસ્થા વેઠે છે. કેટલાંક તો ભીખારી અવસ્થામાં નાશ પામ્યાં છે. કેટલાંક કુટુંબની સ્ત્રીઓ પડદામાં રહેનારી, જેમનું મોઢું જોવાના લોકોને ઓરતા હતા, તે કુટુંબની સ્ત્રિઓ વેશિયાના ધંધા કરે છે! દોલત અને મોટાઇનો ફેજ પણ આવો આવે છે. જે રાજાઓની રાણીઓ પોતાના ચક કે પડદા શિવાય કોઇને પણ પોતાનું મોં બતાવતી ન હોતી, તેણીઓ ખવાસ, ચરવેદારા ફરાસ, અને નીચ ભંગીઓ સાથે ખટકર્મોમાં પડી નર્કમાં ઝીપલાવી બેઠી હતી, તો તું ત્હારી બ્હેનનો શું સંતાપ કર્યા કરે છે? દિલ્લીના મોગલ બાદશાહોની સેંકડે, રાણીઓનાં ફરઝંદોએ ખુદ દિલ્લીમાંજ કસ્બણોની દુકાન માંડેલી છે, અને જે મોગલ બાદશાહોની રાણીઓ પોતાના ચહેરા, પર પુરૂષોને બતાવતી નોહતી તેઓના વંશની સ્ત્રીઓના વેશિયાવાડ દિલ્લીમાંજ વસ્યાછે, જેની દાદાગીરી તેઓના ભાઇ ભાંડુઓજ કરે છે. માટે તમારી બ્હેનોને ખાતર જો તમો ગુસ્સો, કંટાળો, અદેખાઇ, અથવા એવીજ ખળભળાટવાળી આકુળવ્યાકુળ મનની હાલતને વશ થતા હો, અને તમો પોતાને શરીરની તંદોરસ્તી ઇચ્છતા હો, તો તમારી ઇચ્છા ફોકટ છે. ડાહ્યું આદમી મનની આવી હાલતોનો હમેશાં ત્યાગ કરે છે, કારણ કે મનની એવી હાલત એક ગંધ મારતી ગટર અથવા મરકીથી ભરેલાં ઘર કરતાં વધુ જોખમ ભરેલી છે. જે ફ્તૈયા લફંગા મિત્રોએ ત્હારા મિત્રો થઇ ત્હારા ઉપર દ્વેષ રાખી ત્હારૂં ઘર બગાડયું તેઓ ઉપર તું પણ અદેખો રહેશે, વેરસી થઇ વેર લેવા ઇચ્છશે, તો ત્હારાં નામ કામને બટ્ટો લાગશે. ત્હારાં નામ સાથે જમાનાઓ સુધી કાળો દાઘ ચોંટેલો રહેશે, અને તુંજ હેરાન થશે. કેમકે તુરાંની અફરાસીઆબે જ્યારે તેહેમતન રૂસ્તમના નામદાર બેટા સોરાબને પહેલવાંની સુરતનો અને તેના બાપની મીસાલ જોરેમંદ જોયો ત્યારે અદેખાઇના અંધાપામાં આવી વિચાર કીધો કે, આવા બળવાન બાપ અને બેટા જ્યારે ઇરાન સરજમીન તરફથી જંગ ઉઠાવશે ત્યારે ગમે

એવાં જોરેમદ લશકરને જીરો જબર કરશે, વાસ્તે એ બેમાંથી એકનો નાશ થાય તો ભલું. એવો મહા બુરો વિચાર લાવી પીલતન સોરાબને ફરેબથી તેના અજીત બાપ સાથે જંગનાં મેદાનમાં ઉતાર્યો, અને આખર છેવટે રૂસ્તમ જેવા બાપને હાથ અજાણપણે તે સપુત બેટાનું ખુન રેડાયું. એ અદેખાઇનાં ઝેરથી આવું બુરૂં અંજાંમ આવ્યું. પરંતુ અફ્રાસીયાબનું નામ બુરાઇમાં કાયમ રહ્યું. "અદેખો અફ્રાસીયાબ" એજ તેના નામ સાથે દાઘ રહ્યો. તેનાં સારાં કર્મો ધોવાયા, ને જગતમાં વગોવાયો.

કરમ ગત તારી નહી તરે—કરમ.
કહાં બસે રાહુ, કાંહાં બસે શ્રી રવી, જોગ સંજોગ પરે—કરમ ગત.
ગુરૂ બશિષ્ટ પંડીત મુની જ્ઞાની, શોધકે લગન ધરે—કરમ ગત.
સીતા હરણ મરણ દશરથકુ બીપતમેં બીપત પરે—કરમ ગત.
પાંચોહી પાંડવ ધીર પ્રતાપી, બન બન રોત ફીરે—કરમ ગત.

હે કનૈયા ! હવે ત્હારાં કુછંદી બાઇ બ્હેનો વીશે બહેનબાઇપણાના સંબંધનો વિચાર ના કર. તેઓને તું જુદીજ નજરે જો. પારકી સ્રીઓને જેવી નજરે તું જુએ છે તેવી દ્રષ્ટિએ હવે જોવા માંડ. આ દુન્યાંને સઉ કોઇ પોતપોતાની નજરે જોઇ લે છે. દુન્યામાં ઘણા દાનાવો પડયા છે, તેમ વળી કોઈ બેઅકલીઓ રહી ગયા છે. કોઇને મનથી દુન્યા બહુ સારી છે, તો કોઇનાં મનથી તે બહુ અકારી છે. જેમ દુન્યા માંહેલા અજ્ઞાન પુરૂષોના ચઢ ઉતર વર્ગો છે, અને તે સઉ દુન્યાના મેહમારને જુદી જુદી નજરે જુએ છે, તેમ વળી જ્ઞાની પુરૂષોનાએ ચઢ ઉતર દરજજા છે. કોઇ કવિ છે તો કોઇ ફીલસુફ છે. કોઇ કંઇ છે તો કોઇ કંઇ છે. અને તેઓ સઘળા દુન્યાંના મેહમારને ભિન્ન ભિન્ન પ્રકારે ચિતારે છે. દુન્યાં અને તેની ઉપરના તમામ મેહમારને કોઇ એક હક્સ્લી કે હેકલ જે નજરે જુવે છે, તેનાથી વળી જુદીજ નજરે એક બ્લૅવૅત્સ્કી કે એક બેઝંટ આ દુન્યાંના ગંજાવર કારોબારને નિહાળે છે. વળી કોઇ એક કવી શેલી કે બાયરન આ દુન્યાંના મેહમારમાં જે રંગ અને ઢંગ જુવે છે તેનાથી કાંઇ જુદીજ કીસમનો મેહમાર કે વહેવાર કોઇ એક કવિ શેકસપીયર કે બ્રાંઉનીંગ આપણી સનમુખ રજુ કરે છે. જુદી નજરે જ્યારે તું તેઓને જોશે અને ત્હારો સ્વભાવ આનંદી રાખવા માંડશે, ત્યારે તેણીઓનો સંતાપ તું જરૂર દુર કરી શકશે. તેઓ બેશરમ નિવડયાં માટે ત્હારે શા માટે મુઝાવું જોઇએ ? જરથોસ્તી ધર્મનીતિ આ વિષે શું કહે છે તેનો તું વિચાર કર, કે ત્હારો સારો સ્વભાવ તને પોતાને સુખી રાખવા ઉપરાંત તું જેઓના સંબંધમાં આવશે તેઓને પણ સુખી કરશે. સારા સ્વભાવનું માણુસ જ્યાં જાય ત્યાં સમાય છે. તેને બધાઓ ચહાય છે, માન આપે છે, અને દુનિયાંમાં આગળ વધતાં તેને ઘણો વાર લાગતો નથી. ત્હારો સ્વભાવ સારો રાખવાથી કુહરાપાને તે દુર રાખશે. મુફલેસીને વિસરાવી નાખશે, અને જીંદગીને લેઝત બક્ષશે. તે એક ખીલતા બાગ જેવો છે, જે પોતાની ચારે ગમ ખુશીની લંપટ ફેલાવે છે. તે એક અખુટ ખજાનો છે, જે તેના ધરાવનાર-

ને શાંતિ અને સુખમાં રાખેછે. તે મનની ખુબસુરતી છે, જે દરેક જણાના દિલને પોતા તરફ ખેંચે છે. તે એક એવો સ્રંગાર છે કે તેની આગળ હીરા મોતી અને જર ઝવેરાત કાંઈજ નથી. તેમાં એવી કરામત છે કે, જેથી તું કંકાસ કજિયાના દેવને હમેશાં હાંકી કાઢશે. ત્હારો સારો સ્વભાવ સામેવાળાઓને ત્હારી તરફ અદાવત પકડવાને ઉશકેરશે નહીં. સારો સ્વભાવ એવું ઉમદા ગોહર છે. માટે ત્હારો સ્વભાવ કુદ્રતીજ સારો હોવા માટે તે ખુદાની એક કિંમતી બખ્શેશ જાણીને તે માટે તેના શુકરાંના કર.

નાદાંન ગાઆફીલ કીસ જહાંન પર હરદમ હએ ભુલા,
શાહો જીશાંન ચુન ચુન હર આન મારે અમીરો;
વજીર ગરીબ ફકીર કીસ જહાંન પર હરદમ હએ ભુલા.
પાએ આરામ કોઈ કયું કર નીસદીન પલછીન,
અએ આસમાંન અએ આસમાંન અએ આસમાંન.—નાદાન.

"એક બહાદુર અને જંગી પહેલવાન ખુનરેજી ભરેલી લડાઇઓથી દુનિયાંને જીતે તે કરતાં વધારે સરસ રીતે એક ખુશખો આદમી ગોયા એક ગુલાબનું ફુલ છે. જેથી સર્વેની આંખને આરામ અને મગજને તાજગી મળે છે. ખુશખોની તરફ સર્વે કોઈ લોહચુંબકની માફક ખેંચાય છે. તેની લીયાકતમાં ગોયા એક એવી મોહિની છે કે તેને સૌ કોઇ વશ થાય છે. ખુશખો કોઇને નાખુશ કરતું નથી. તે પોતે ખુશ રહેવા સાથે સર્વેને ખુશ રાખે છે, અને તેનું મળતાવડાપણું તેને લોકપ્રિય કરે છે. ખુશખોઇ તંદુરસ્તી અને ઉમરદરાજીનું એક સાધન છે."

કનૈયા! ત્હારાં વ્હાલાં ક્હેવાતાંઓએ તને શરમાવનારૂં કામ કર્યું તે ઉપરથી તું ચેત, કે શું ખરેખર તેઓ ત્હારાં વ્હાલાંજ હતાં? કાં નહીં પેલે જન્મની ત્હારી અકેક ઉપર તેં પરણેલી ૪ બાયડીઓ હોય, અને ઇશ્વરે કાં નહીં તે ત્હારા હવસને માટે આ જન્મમાં ત્હારી આવી ગતિ કરી હોય? માટે સારો ભાવ રાખી તું એમજ કહે કે.

રાજી હુયે હમ ઉસીમેં જો કુછ દીલરૂબા કરે;
ચાહે જફાઓ જોર કરે યા વફા કરે.
અએ દોસ્તો જહાંમે જીસે મુફલસી રહે;
વોહ અપની બે કસીકો ન રોવે તો કયા કરે?
દુનિયામેં જો હસેંગા હમારી મુરાદ પર;
વોહભી મુરાદ અપની ન પાવે ખુદા કરે!
વીરદે જબાં યેહ આફતે મુફલીસ કે હએ મુદામ;
આસા સબોંકી મુશકીલે મુશકીલ કુશા કરે.

ત્હારી હાલની મનની અસ્થિર અને અશાન્ત હાલતમાં નીચલી વાત તને ચોંપમાં રાખી જરૂર ચોંકાવશે.

એકવાર ઇરાનના એક શહેરમાં કાંઈ ખોદકામ કરતાં આગલા જમાનાનું અનાજથી ભરેલું એક વાસણ નિકળી આવ્યું. તે અનાજના, તે વખતે ઉગતા દાણાથી સરસ અને વિચિત્ર દેખાવથી ત્યાંના હાકમે ફરમાવ્યું કે, શહેરમાં જે માણસ વધારે જઇફ હોય તેને પુછો કે એવા દાણા તેણે તેના બચપણમાં જોયા હતા? શોધ કરતાં એક ઘણો વાંકો વળી ગયલો બાલ પાકેલો પીરમર્દ નિકળી આવ્યો. તેને પેલા હાકમના સિપાઇઓએ ઉપલી બાબત પુછી. તે બોલ્યો; મને એ વિષે ખબર નથી, પણ મ્હારાથી વડો મ્હારો એક ભાઇ ફલાણે ઠેકાણે રહે છે તેને જઇને પુછો. સિપાઇઓએ તેને શોધી કાઢયો. તે માણસ પેલાના જેવો ઘરડો નહીં પણ અધોર વયનો હોય તેવો દેખાતો હતો. તેને ઉપલો સવાલ પુછતાં તેણે જવાબ દીધો કે; હું એ વિષે કાંઇ જાણતો નથી, પણ અમારો સૌથી વડો ભાઇ ફલાણે ઠેકાણે રહે છે તેને એ વિષેની ખબર હશે, માટે તેને તે પુછો. તરતજ તેઓ તેની પાસે ગયા. જુએ શું, કે તે તો પચીસ વરસનો નવજુવાન હોય તેવો લાલ ચણોટી સરખો અને સરવના ઝાડ જેવાં સીધાં કદનો દેખાયો. તેને જોઇને પેલા સિપાઇઓને ઘણી અજાયબી લાગી. તેઓએ જે પુછવાનું હતું તે રહેવા દઇને પહેલું એ પુછયું કે; તમો ત્રણ ભાઇઓમાં તું સૌથી વડો જુવાન જેવો દેખાય છે, પેલો વચલો ભાઇ અધોર જેવો દેખાય છે, અને નાનો ભાઇ ઘણોજ ઘરડો થઇ ગયેલો દેખાય છે તેનું કારણ શું? પેલા મર્દે જવાબ દીધો કે; મ્હારો તથા મ્હારી ઓરતનો સ્વભાવ બહુ સારો છે. તેથી જોકે હું બધામાં ઘરડો છું તોપણ મ્હારી દેહ જરા પણ લથડી નથી. મ્હારા વચલા ભાઇનો તથા તેની ઓરતનો મીજાજ મધ્યમ છે, તેથી તેના શરીર ઉપર મધ્યમ અસર જોવામાં આવે છે. પણ મ્હારા નાના ભાઇનો સ્વભાવ ઘણો ખરાબ છે અને તેની ઓરતનો સ્વભાવ તો તેથીએ વધારે ખરાબ છે. તે સબબથી તેઓને કદિ સુખ મળતું નથી. તેઓ સુલેહથી બેઠેલાં લડીને ઉઠે છે. નઠારા અને નામુવાફેક સ્વભાવને લીધે તેઓનાં દીલ હમેશાં રંજીદા અને પરાગંદા રહે છે. આથી મ્હારા નાના ભાઇને કવખતનો બુઢાપો આવી લાગ્યો છે. ખરાબ સ્વભાવે તેની તંદુરસ્તી અને ઉમરને કોતાહ કરી નાખી છે. આ અમો ત્રણ ભાઇઓના દાખલા ઉપરથી માણસોએ ધડો લેવો જોઇએ કે, સારો સ્વભાવ તંદુરસ્તી અને ઉમર દરાઝીનું એક મુખ્ય સાધન છે. આ કિમતી નસીયતના સખુનો કહેવા સાથે તેણે તે સિપાઇઓ પેલા દાણા બાબત જે કાંઈ પુછવા આવ્યા હતા તેનો પણ ખુલાસો કરીને તેઓને વિદાય કીધા. ખજાનાની છે ખાણ સારો સ્વભાવ; સેતાબીથી આ ખાણ તુંજ હાથ લાવ.

કનૈયા! ત્હારા ઉપર જ્યારે આવીજ પડી છે ત્યારે તો તું જરા થોભી જા. દમ માર. જેઓ થોભી જવાનો અને દમ મારી જવાનો હુન્નર બરાબર જાણે છે તેઓ ફત્તેહનો ગુપ્ત ભેદ પણ જાણે છે. આપણે કાપણી કર્યે તે પહેલાં રોપણી કરવી જોઇએ, અને તે માટે થોભી જવું જોઇએ, અને આશાથી વાટ જોતાં બેસવુંજ જોઇએ. વખત અને સબુરી સેંતુરનાં ઝાડને સાટીનનું રેશમી કપડું બનાવી

દે છે. થોભવું એટલે કામ નહીં કરવું એમ નથી, પણ ખુશાલ ચહેરે કામ કરતાં રહેવું. કામ કરવા માટે ઉત્તમ ગુણ ખુશમીજાજનોજ છે. ખુશાલ મીજાજ એ ફતેહનો જીવજાન છે. સુખનો તે આત્મા છે. બધા સારા દિલાસા કરતાં દુઃખમાં ઉત્તમ દિલાસાનો આધાર ખુશમીજાજ ઉપર અવલંબેલો રહે છે.

કૃપા ખુદાની હોય તો, સુજે સૌ શુભ કામ,
જતાં અલીને મારવા, "કુંબર" થયો ગુલામ.
દ્વેષી જન થાતાં દુઃખી, ચહે સજનને દુઃખ,
મરચું ખાતાં એકલું, ગોળ મંગાવે મુખ.



# દિલાસા પત્ર ૪૧ મો.



I have lived long enough: my way of life
Is fall'n into the sear-the yellow leaf;
And that which should accompany old age—
As honour, love, obedience, troops of friends,
I must not look to have; but in their stead,
Curses, not loud but deep, mouth honour, breath,
Which the poor heart would fain deny, but dare not.

*Shakspeare.*

ભાઇ નવલશાહ! ત્હારી બાયડીની એબ્યલ સુરત, તેણીનો કાળો કદરૂપો ચહેરો, અને તેણીનું ભેંશાશૂર જેવું કદ, એ સર્વથી તું મુઝાતો જાય છે, અને દોસ્તોને મળેલી ખુબસુરત નાજનીનોને બગલમાં હાથ ઘાલીને ફરહર કરતી જોઇ તને બળાપો થાય છે. તું કહે છે, કે મ્હારી આંખે જે ચશ્મો નહીં આવે તે જુના વિચારનાં માબાપોએ મારી આંખે ઓળંગ્યો છે. વળી ત્હારી સ્ત્રી ધનબાઇ પોતાનાં આવાં સ્વરૂપને લીધે થયલા ત્હારા મન ઉતારાથી મુઝાય છે. અને ત્હારાં મનને એવડી ચિંતા લાગી છે. નથી તેણી સુખી, કે નથી તું સુખી. ચિંતા અને કાળજીએ તું સુકાઇ ચાલ્યો છે. ત્હારૂં એક તો દિલ નિખાલેશ નથી. તું ઝટ કપટ પકડી લેનારો છે. ભોળાં દિલના માણસને માત્ર એક દિલાસાથી અસર થાય, પરંતુ કપટીને એક લાખ દિલાસા પણ અસર કરે નહીં. કપટી અને મનમાં રાખી મેલનારને ચિંતા ઘણી હેરાન કરે છે. દુઃખ પણ હૈડાંમાં કપટ રાખી મેલનારને ઘણું સતાવે છે. ભોળું માણસ પડે તેટલોજ વાર મનમાં રાખી પાછળથી ભુલી જાય, પણ કપટી તો અંદર ને અંદર ગુંગળાયાજ કરે. તેને કાળજી ને ફીકર ભારે હોય. માણસના મનની

એક ખોટી વળણ છે, કે વગર જરૂરની હજારો ચિંતા ને ઉપાધિ પોતેનો પોતે ઉભી કરે છે. જે ચીજ દુન્યાંમાં પેદા થઇ નથી, પેદા થવાની નથી, તે ચીજના જુદા ખ્યાલોમાં ફીકરમંદ થઇ રહે છે. માટે જે ભાગ્યમાં સરજેલું છે તે ઉપરજ ધ્યાન આપી તું સ્થિર બેસ; અને જે ભવિષ્યમાં થવાનું છે તે ઉપર ગાથું પકવી ના નાખ, પણ ઉદ્યોગ કર્યો જા!

ચિંતા ગમે એવા આદમીને નામર્દો કરી નાખે છે. ભણેલ ગણેલ ને અકલમંદ ગણાતો **ઇરેસ્મસ** સફરજન અથવા સેબફળ જેવું જોતો કે તેને ફાળ પડતી. આ ફગ રખે જોવાઇ જાય તેની તેને ભારે ફીકર રહેતી હતી. અને આ ચાલુ ચિંતામાં તેની નજરે ખ્યાલી સફરજન દેખાયાં કરતાં. અને તેણે તે વીશે કપટ અને વ્હેમ ઘાલેલો હોવાથી તે સુકાયા કરતો. ચિંતાસે ચતુરાઈ ઘટે, દુઃખસે ઘટે શરીર; પાપસે ઘટે લક્ષમી, કહે ગએ દાસ કબીર. કાળજીમંદ અને ફીકર ચિંતામાં ચરી રહેલા માણસ, તથા એક સીધે માર્ગે ચાલનાર નેક પુરૂષ વચ્ચે તફાવત મોટો છે. પહાડ ઉપરથી પડતા ધોધો ગડબડ ઘોંઘાટ બહુ કરી અફળાઈ ઝિંકાઇને પણ પોતાનો તો શાન્ત રસ્તોજ લે છે. મગર નદીનાં પાણી શાન્તપણે વહ્યાં જાય છે, અને આખરે ઓટ થતાં દરિયાનાં મોટાં પેટાંમાં શાન્તિથી સમાઇ જાય છે. તો ત્હારા જેવા ફીકરમંદે ધોધની પેઠે આકુળ વ્યાકુળ નહીં થતાં નદિની પેઠે શાન્તિથીજ પોતાના મહાન બાપનાં પેટાંમાં સમાઇ જવાની જીજ્ઞાસા રાખવી જોઇએ.

નવલશાહઃ—મિત્ર શોરાબ! તને મ્હારાં દુઃખની વાત શી કહું? હાય હાય! આ વેદના મ્હારાં હૃદયને ભેદે છે, પણ ફાટતું નથી. શોક મ્હારૂં ભાન ભુલાવે છે, પણ મ્હારૂં ભાન જતું નથી. અગ્નિ મ્હારા અંતરમાં બળે છે, પણ મને બાળતો નથી. અને ભાગ્ય મને અતિ મહા પીડામાં રીબાવે છે, પણ મ્હારો પ્રાણ બચાવી રાખે છે. આ આકુળ વ્યાકુળનું શું કાંઈ પણ ફળ છે?

શોરાબઃ—હે દુઃખી નવલશાહ, ત્હારી બુદ્ધિ ગુમ થઈ છે. તું ત્હારી સમજ પ્રમાણે કામ કરતો નથી. સુન કોઈ હઝાર કુછ સુનાવે, કીજે વોહી જો સમજમેં આવે. પરવરદેગારે જે આપ્યું તે ઉપર શુકરાંના કરવાને બદલે તેને તું ઠપકો આપે છે, એથીજ તું દુઃખી થાય છે. પરમેશ્વરનું પ્રત્યેક વચન પરખેલું છે. જેઓ તેના પર ભરોસો રાખે છે તેમને તે સુખરૂપ છે. ત્હારાં માબાપને તું ઠપકો આપે છે. તેઓને તું દોષ દે છે તો ભલે. પણ તું ખુદાને પણ કાં ભુલે છે? ત્હારા પરિતાપ દુર કરવા માટે તું તે મોટા બાપને કાં વિનવતો નથી? તેને તું ના ભુલ તે ત્હારાં દુઃખનું નિવારણ કરવાને શકિતવાન છે.

ત્હારાં સહુ દુઃખ જાશે ગોવીંદ ગાની,
સહેજે સહુ સુખ થાશે ગિરિવર ધારી ગાની.
ભવના વૈભવનો ચિતમાં મ્હોટો છે રંગ,
એના એ ભોગ કરડી ખાશે ભુજંગ. ગિરિવર ધારી.

ઘણીરે ગુંચવણીની એ અવિદ્યા જાળ,
નાસવા બારી એક શર્ણુ ગોપાળ. ગિરિવર ધારી.
કો સમે મોહ તને કો સમે શોક;
એ બેમાં અથડાતો તું તો ઓચીંતો ફોક. ગિરિવર ધારી.
જેનું તું સુખ માને તે દુઃખનો ભંડાર;
પડતા પેજારાં ખાતાં નહી આવે પાર. ગિરિવર ધારી.
કેવળ કલેશ ભર્યો આ સાગર સંસાર;
નાવ તર એક નામ નંદ કુમાર. ગિરિવર ધારી.
આવ્યો ઓવારો પાછો વચમાં વહી જાશ;
દયા પ્રભુને ભુલે પાછળ પસ્તાશ રે. ગિરિવર ધારી.

તું ત્હારા મિત્રોની ખુબસુરત ઓરતોથી તેમને સુખ થતું હશે એમ માને છે, તેમાં ત્હારી મોટી ભુલ છે. બહારથી તને તેઓ સુખી દેખાતા હશે, મગર અંદરખાને તેઓને શી શી પીડા પડતી હશે! ખુબસુરતી તો એક પીડા સમાન છે. તેમના કરતાં તું ચાલાક, હુશિયાર અને બુદ્ધિશાળી રહી ત્હારૂં વર્તન ઉત્તમ બનાવવા પામ્યો છે તેનું કારણુ શોધ. ઉત્તમ પ્રકારનું ચારિત્ર બનાવવા, હુશિયારી ખિલવવા અને બુદ્ધિને સતેજ કરવા શું દુઃખ ને હાડમારીની જરૂર નથી? પ્રયત્ન અને સહનશીલતા, લડત અને સમયાનુસાર નમી પડવું, ચાતુર્ય અને સબુરી એ સર્વ સર્વના નસીબમાં સમાયલાં છે. ફતેહની કીર્તિ કરતાં ઘણીવાર સત્યાગ્રહ એ સદગુણ મોટો છે. સત્યાગ્રહી ખમે છે, સોસે છે, સહન કરે છે, અને પછી આશા રાખે છે. સત્યાગ્રહી દુઃખને હસીને આવકાર દે છે, અને ભારે બોજા તળે કચડાતાં પણુ પગ ઉપર સીધો ઉભો રહે છે. સબુરીથી અને ખમાઉપણાથી, આવી પડેલી વિપત્તિ સહન કરવી એ ઉમરાવ સ્વભાવનું કામ છે. તે મોટી બહાદુરી કહેવાય. મીલ્ટન કહેતો કે, Who best can suffer, best can do. જે ઘણું કષ્ટ ખમે તે ઘણું બજાવે.

નંવલશાહઃ—એ બધું તો ઠીક છે, પરંતુ હું તો દુઃખડુંગરના શિખરે પહોંચેલો છું. આ અત્યંત વિક્ટ દારિદ્રય દુઃખના બદલામાં હું બીજાં અનેક દુઃખો ભોગવવા રાજી છું. પણુ તે દિવસ કયારે? મ્હારી પસંદગી કોણુ જોય છે?

શોરાબઃ—હા ત્હારી પરવશતા દુઃખી સ્ત્રી ધનબાઇનો રડાકુટો જુદો છે. તે કહે છે, કે "સ્વતંત્રતા વિના સ્ત્રીનો જન્મ વૃથા છે, અને તે સ્વતંત્રતા આપનાર પતિના અભાવે મ્હારી તો આખી જીંદગી રદ જશે એમ મને બ્હીક રહે છે. આવાં તરેહ તરેહનાં દુઃખો ઉપજાવીને પરમેશ્વરે શું સિદ્ધ કરવા ધાર્યું છે તે સમજવા જતાં મ્હારી તો મતિ ગુમ થઇ જાય છે. જગત્‌માં અમારી સ્ત્રી જાતિની બુદ્ધિ પગની પાનીએ કહેવાય છે. પરંતુ આ સંબંધમાં તો હું ખાત્રીપુર્વક કહું છું કે સૃષ્ટિ રચવા પૂર્વે પરમેશ્વરે મ્હારા જેવી દીન અબળાની સોંધી સલાહ લીધી હોત તો સુખ દુઃખની વહેંચણી

સૃષ્ટિમાં આવી ગેરવ્યાજબી અને અસંતોષકારક થાત નહી.” એક દુઃખી નગરની વાત છે, કે જ્યાં કોઇ પોતાના ઘરમાં મોત ઉપર મોત થવાથી રડતાં, કોઇ પોતાની નિંદા નાલેસી થવા માટે ટટળતાં, કોઇ પોતાના હક લુટાયાના સંતાપ કરતાં, કોઇ માલમીલકત ગુમાવ્યાનું રૂદન કરતાં, કોઇ આબરૂ ગુમાવ્યા માટે નિસાસો મુકતાં, કોઈ માન ભંગ થવાથી મુઝાતા, કોઈ અપમાન પામ્યાથી ખળભળતા, કોઈ અપકીર્તિ થવાથી હાય હાય કરતા, કોઇ વેપારમાં ટોટો ગયાનો અફસોસ કરતાં, કોઇ વ્હાલાનાં કવખતનાં મૃત્યુથી ઝારી કરતાં, કોઇ દુશ્મનોની સતામણીથી એ આકળાં થતાં, કોઇ પોતાને માથે આળ આવ્યાથી નિસાસો નાખતાં, કોઇના ઉપર ગાળ ગલોચ ને હાય પડવાથી નિરાશ થયલાં, કોઇ શરીરના દર્દ અને વ્યાધિથી ટખળતા, કોઈ મનના આધિવ્યાધિથી ગાડાં ઘેલાં કાઢતાં, કોઇ નઠારાં ફરજંદોનો બળાપો કરતાં, કોઈ નાકદર માબાપનો સંતાપ કરતા, કોઈ નિર્દય સગાંઓથી હાડમાર થવાનો પોકાર પાડતા, કોઇ તો પોતાના દોસ્તોજ દુશમન થયાની મુશીબતોમાં પડેલાં, કોઈ ભવિષમાં આવનારી આફતોની ચિંતામાં રગડોળાતા, કોઇ ગરીબાઈના સોસારામાં ઝુરતા, કોઇ હિણુપસ્તી ને રૂશવાઇમાં આવ્યાના કુહરાપા કરતા, કોઇ પોતાને ઓછું પડયાનું મુઝવણુ, કોઇ ધણીના વિયોગના સંકટો રડતા, કોઇ પ્યાર ભંગ થવાની નિરાશીમાં સબડતાં, કોઇ સ્રી વિયોગનું આંખ પાણી કરતાં, કોઇ મિત્ર વિયોગની મુશકેલીઓ જોતાં બેઠાં હતાં, કોઇ અનેક હાડમારીના હાય સોસારા કરતા, કોઇ ધંધાધાપા વગર નરોજિયા હોવાના કૈતકો વેઠતા, કોઇ નોકરી ખોવાથી આવી પડેલી વિપત્તિઓનાં કોહેલાં મોઢાં લઇ ફરતા, કોઇ એકદમ લક્ષાપતિ નહીં થવા માટે ધુકરાયલા ફરતા, કોઇ ઉંચી કેળવણી નહીં મેળવ્યાનો સંતાપ કરતા, કોઇ સ્ત્રી ડાકણનું આળ આવ્યાથી કચકચતી, કોઇ ગાડી ઘોડે ફરવાનું નહીં મળવાથી બીજાંઓને તેવાં જોઇ બળ્યા કરતાં, કોઇ વાંઝતપણાથી દુઃખી થતી, કોઇ છોકરાં નહીં જીવવાનો અફસોસ કરતી, કોઈ રંડાપાનું તીખલ કરતી, કોઈ ન્યાત બહાર થવાનું ગભરાતું, કોઇ ન્યાતમાં હલકાં પડવાથી મોઢું ઉતરેલું લઇ ફરતું, એવા એવા દુઃખીઓના પોકારો, ઝારી અને ફરિયાદ ઉપરથી અને કકળાટના ઉદ્ગારોથી ભગવાન કંટાળી ગયા. કેમકે તેઓ જાણુતા હતા કે સર્વને બંધ બેસ્તુંજ દુઃખ તેમણે આપ્યું હતું. તેઓ જાણતા હતા કે જેમ નવી વહુ અજાણુ સાસરિયાંમાં શંકામાં રહે છે, તેમ નવાં દુઃખોથી લોકો વમાસણમાં પડશે; તોપણ આ ટળવળાટ અને લોકોના કરટોરાથી આ બધાં દુઃખીઓનાં મેણાં જાણે વિધાતા સાંખી નહીં શકયા હોય તેમ સર્વનું રૂદન પુરૂં થતાંજ દિવ્ય આકાશ વાણી થઇ કે; હે અધીર નગરનિવાસીઓ! તમે સર્વ કોઇ કોઇ દુઃખથી પ્રજળ્યાં કરો છો એ વાત સત્ય છે. એ દુઃખોનો દાતા હું વિધાતા છું કે કેમ, એ વિષયને કોરે મુકી હાલ હું એવી વ્યવસ્થા કરવા ધારૂં છું કે, આ નગરના જે મનુષ્યને જે દુઃખ અધિક અથવા અસહ્ય લાગતું હોય તે દુઃખનું પોટલું બાંધી તે દુઃખનાં નામની ચીઠ્ઠી તેના ઉપર ચોઢી તે માણુસે આજ રાત્રે નગર બહાર મેદાનમાં મુકવું.

અને આવતી કાલે સવારે તેના બદલામાં જે દુઃખ પોતાને ન્યુન અથવા સહન કરી શકાય એવું લાગતું હોય તે લઇ જવું."

પણ વિધાતાની અજાયબી વચ્ચે, નહીં કોઇ દુઃખી ભરથાર પોતાનાં જુના દુઃખનું પોટલું આપી નવું દુઃખ લેવા આવ્યો, કે ના દુઃખી કહેવાતી કોઈ અબળા પોટળું આપી ગઈ! નવલશા! રે ધન! તમોએ બીજાઓનું જોઇને જીવને ઠેરવવો જોઇએ. દુન્યાંમાં તમારાં જેવાં જોડાં ભલા ભલી થઇ ગયાં, ને થાય છે. જુઓ. દેશલપુરના ઠાકોર પ્રતાપસિંહની પુત્રિ **રાજબાળા** રાજવંશી તોખમના **અજીતસિંહ** નામે રાજપુત્ર સાથે પરણી હતી. તેણી ખુબસુરત ન હોવાથી જાણી જોઇને જે રાજપુત્ર જાગીર વિનાનો, દ્રવ્યહિન, માબાપ વિનાનો, અને દુર્બળ સ્થિતિમાં હતો તેનેજ પરણી હતી. પરણવાને માટે એક સાહુકારે તેને પૈસા ધીર્યા હતા તે પણ એવી રીતે, કે "અજીતસિંહે પરણ્યા પછી તે સાહુકારના રૂપિયા ચુકવ્યા પહેલાં પતિ પત્નિ તરીકેનો સંબંધ ભોગવવો નહીં! તેની વચમાં પરમાત્મા જામીન!" આવી રીતની વળી નડતળનાં દુઃખો પણ રાજબાળાએ સહન કર્યાં. જાગીર, દ્રવ્ય અને સમૃદ્ધિનાં સુખ સામુ જોઈ પતિને તજી નહિ દેતાં તેનેજ વળગી રહી. વળી રખે પતિ પોતાની દુર્બળ સ્થિતિ જોઇ સગપણ તોડે તેથી તેને હિંમત આપતી, એટલુંજ નહીં પરંતુ સંસારનાં ક્ષણિક સુખમાં લુબ્ધ થઈ નહીં. પતિ પરદેશ કમાવા ગયો તેની સાથેજ રહી તેને હિંમત ને સલાહ આપતી. આવી રીતે નહીં રાજબાળાના કદરૂપાપણાને અજીતસિંહે ધિક્કાર્યું, કે નહીં અજીતસિંહની દળિદ્રતાનો રાજપુત્રીએ તિરસ્કાર કર્યો, જેથી દુઃખો ખમીને પણ તેઓએ જે ન્યાંમત ખુદાતાલાએ એકમેકને આપી તે ઉપર શુકરાંના કીધા. આગળ આવેલાં ભોજનને, અને પરણી લાવેલી સ્ત્રીને ન્યામત સમજી તેનો ઉપભોગ કરનારા સુર્ખરૂ થઈ ફરે છે, અને એ બેઉ ન્યામતને તરછોડનારાંએ. લોહી પાણી તાવી નાખી અંગ લેતાં નથી. માટે હે નવલશાહ! હે ધન! નળ ને દમયંતિ, પાંડવો ને દ્રૌપદી, રામ ને સીતા, રાવણ ને મંદોદરી, હરિશ્ચંદ્ર અને તારામતી, એ જેવાં જોડાંઓ હિણાઈ અફળાઇ દુઃખી થયાં, એટલુંજ નહીં પણ શિવને વરીક ભીલડીના રૂપે પાર્વતિએ ભોળવ્યા, તો પછી ત્હારી ને ધનબાઇની તે શી ગતિ?

સુખ દુઃખ મનમાં ન લાવીએ, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇના નવ ટળે, રઘુનાથના જડીયાં. સુખ દુઃખ.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળે અન્ન ને પાણી. સુખ દુઃખ.
પાંચ પાન્ડવ સરખા બંધવા, જેની દ્રુપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં નયણે નિંદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો; સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ.

રાવણ સરીખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્રરાય સતવાદિયો, તારા લોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ.
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભુધરે, મેહેતા નરસંઇને સ્વામી. સુખ દુઃખ.

એક સાબરી નદીમાં પાણી પીતી હતી, તે પાણીમાં પોતાનું પ્રતિબિંબ પડેલું જોઇને ઘણી સંતોષ પામી. પછી પગથી તે માથાં સુધી જુદા જુદા અવયવો જોઈને કહે છે, આહા! મારા માથા ઉપરનાં શિંગડાંનો ભરાવ શો સુંદર છે, કે જેણે કરીને મારાં મોંની શોભા ઘણી થઈ, મારાં વિશાળ નેત્ર—કમળને જાણે લજાવે છે! મારૂં શરીર કોમળ ફુલ સરખું છે. પણ અફસોસ, એવાજ જો આ મારા પગ સારા હોત તો હું કોઇને ગણુત નહીં. પણ શું કરૂં. આ પગે મને લજવી! આ નાના પાતળા ઓગળી ગયલા દેખાય છે, તેથી મુળગાજ ન હોત તો સારૂં, કે હું બહુજ ખુબસુરત દેખાત. એમ તે વિચાર કરે છે એટલામાં પછવાડે પારધી આવ્યા. તે જાણતાંમાંજ ત્યાંથી નાઠી. તેની પછવાડે પારધી પણ ગયા. ત્યારે તેણીએ વિચાર્યું કે, એમના હાથમાંથીજ ઉતાવળી નાસી જાઉં. માટે આડી વાટે જવા લાગી, તે ત્યાં ઝાડીમાં શિંગડાં ભેરવાયાં, તેથી અટકી પડી, એટલે પછવાડે પારધી હતાજ તેમણે પકડી. તે વખત તે કહેવા લાગી કે, જે પગ મને ખોટા લાગતા હતા તેમણે તો મને સંકટમાંથી બહાર કાઢી હતી, પણ જે શિંગડાંનો મને ગર્વ હતો, તેણેજ મને બંધનમાં નાખી. કહેવાનો સાર એ છે કે, હું સઘળાં અવયવોએ કરીને સારી નથી, એમ સ્ત્રીઓએ મનમાં ખેદ આણવો નહીં. શા માટે કે ખોડીલા અવયવ છે, તે જેવા વખત ઉપર પતિવૃતાના ધરમમાં કામ આવેછે, તેવા સારા અવયવ છે તે આવતા નથી. પતિવૃતાપણું સ્ત્રીઓનો જીવ છે. તે જેમને ન હોય તે સ્ત્રીઓ મડદાં સરખી જાણવી. હે નવલશાહ! જે કદરૂપા ચહેરાની તું સુગ ધરાવે છે તેજ ચહેરાને લીધે ત્હારૂં બિછાનું પારકાથી ખરાબ થતું નથી. ખુબસુરત ઓરતની સંભાળ લેવી અને વાટપાડા કે ચોરથી સંભાળ લેવી એ બરાબર છે. એક ઓછી ખુબસુરત પણ સારી ખસલતની બાઈની તને હકીકત કહું. સુનાબાઇ નશરવાનજી બનાજી જેવણ ખુબસુરત ન હતાં, જેવણનું રૂપ મોહક ન હતું, પણ તેવણ એક એવાં બાનુ હતાં કે જેને માટે ચાબુક પત્ર લખે છે કે, "ખોદા સાહેદ છે, કે સુનાંબાઇ ઘણીજ પનોતી અને પાકદામાન તથા પરહેજગાર ઓરત હતી; દુઃખીઆરાંની દાઈ, સુખીઆરાંની સહી, પઇએરની પનોતી અને શાશરાંની શોભાતી, સોની સાસુ, શહશતરની માએ, હજારોની જેઠાંની અને લખોની શેઠાણી તે સુનાબાઈ હતી." તે બાઇ, રૂપે સુંદર ન હતી પણ આવી પવિ-

ત્માત્મા છતાં માદગીને બિછાને બહુજ દુઃખો વેઠીને ૭૦ વરસની ઉમરે મરણ પામી હતી. રંડાપામાં એક સ્ત્રી પોતા ઉપર આખી દુન્યાંની આફતનો કોથળો આવી પડયો હોય એમ માને છે, પણ એવી ઘણી સ્ત્રીઓ રંડાપામાં ધૈર્ય રાખી ખુદાએ જે નિપજાવ્યું હોય તેને બાખુશી આધીન થઇ પરમાર્થના કામમાં આસાંનીથી પસાર કરે છે. રંડાયલી બાનુઓએ આવી સંતોષિ ને સબુરીવાળી અબળાઓને પગલે ચાલવાથી અરધું દુઃખ ઓછું થાય છે.

"In the Hebrew tongue, the word for a widow signifies *to bind* and *to be silent*—intimating, so to speak, that their hands are tied and that they must needs, suffer much injustice, and yet hold their peace." બદસુરતી એ પણ ખુદાઇ બક્ષેશ છે. કાળાપણું યા ગોરાપણું શરીરનું નથી, પણ હૃદયનું છે. હૃદયનો કાળાશ એક માણુસ દુર કરે, પણ શરીરનો કાળાશ કેમ દુર થાય? કાળીયાં કદાર્યાં, નદીએ નાહવા જાય, પરમેશ્વરે કાળાં કીધાં તો ગોરાં કયાંથી થાય? ડૉ. ફુલર કહે, "Mock not at those who are mis-shapen by nature. He that despiseth them despiseth God that made them." જેઓને કદરૂપાં કુદ્રતેજ બનાવ્યાં હોય તેમની ઠઠ્ઠા ના કર. જેઓ કદરૂપાં કાળાંઓને ધિક્કારે છે, તેઓ તેમના બનાવનાર ઇશ્વરનેજ ધિક્કારે છે. એક મરદને પોતાની ઓરતના ચહેરાની ખુબસુરતી કરતાં તેણીની નેક ખસલત તેને વધારે સુખી બનાવે છે. ખુબસુરતી તો હમેશાં તેને શંકીલો, વહેમી, અને અવિશ્વાસુ બનાવે છે.

અચ્છી સુરત કયા કરે હમ, અચ્છી ખસલત ચાહીયે,
હો પરી રૂ કોઇ તો કયા, આદમીયત ચાહીયે. અચ્છી.

બીના આહમકસે તો, નાબીનાભી આકીલ ખુબ હયે,
ચશમકી બીનાઇ કયા, દીલમે બસારત ચાહીયે. અચ્છી.

જરકી લાલચસે ખુશાંમદ જો નફર બેહદ કરે,
ઐસે બન્દે પર સદા સાહેબકી લઆંનત ચાહીયે. અચ્છી.

ખુબ રૂ દુન્યાંમેં દસમે દો, લઇક એક લાખમેં,
આહમદકો કદ્ર ઈન્કી, યા કે ઉસ્કી ઇજ્જત ચાહીયે. અચ્છી.

રૌનકે આલમ હુએ, આલમમેં ફકત મેરા અયાજ,
જીસસે જીનત તુમકો, કયા ઉસસે અદાવત ચાહીયે. અચ્છી.



# દિલાસા પત્ર ૪૨ મો.

"Vain empty words
Of honour, glory, and immortal fame,
Can these recall the spirit from its place,
Or re-inspire the breathless clay with life?"

*Sewell.*

ગુલબાનુ ! તમે તમારો અવતાર બદલીને તમારા ધણીનું મોત તમારાં બચ્ચાંઓને ખાસ તાજું રખાવો છો એ ઠીક નહીં. માણસ મરણ પામવાથી શોકની જે નિશાનીઓ વિવેક અને લોકાચારને લીધે જણાવવાનો કુરિવાજ પડી ગયો છે તેથીજ મોત ઘણું ભયાનક લાગે છે. ધણી મરી ગયાથી ચીતળ ભાંગવાં, કાળી સાડી પહેરવી, માથું મુંડાવવું, લગ્ન શાદીમાં જવું નહીં, સર સગન થાય નહીં, કાળી ઓરડરના કાગળો, કાળાં પીછાં, કાળી પટી, કાળા ઘોડા, કાળા પોશાક, વિગેરે સીહા ચીજો દુઃખમાં વધારો કરનારી, અને દુઃખને તાજું રખાવનારી, તથા દુઃખની યાદ આપ્યા કરનારી છે. એટલુંજ નહીં પણ મુવાંની પાછળ તેની કબર ઉપર તરેહ ક્રીસમના ખોટા સહરાગાતી અને અતિશ્યોકિતના લેખો કોતરાવી આપણે મરનારને રૂશવા કર્યે છિયે. મુવાંની નેકી બહારથી પોકરાવ્યે, અને બદી ઢાંકી નાખ્યે તેથી તેના રૂહને શાદમાંની કે શાંતિ થાય એમ ધારવું મિથ્યા છે. મોત જેવું હોત નહીં, તો મોંડે વહેલે મરવા સર્વને ગમતે. કેમકે ગરીબ કંટાળાથી, દુઃખી જંજાળથી, સુખી પોતાની એકની એક જીંદગીથી, અને ઘરડાં ઘડપણથી કાયર થઇને મોતની ખાસ માગણી કરત. એક હાલતમાંથી બીજી હાલતમાં બદલી થાય, એક હુદ્દા ઉપરથી બીજા હુદ્દા ઉપર ફેરફાર થાય, ત્યારેજ સૌ જુનાની કદર કરેછે. જ્યારે કોઇની ભેંસ તેના હાથમાંથી બીજા હાથમાં જાય છે અથવા મરણ પામે છે, ત્યારેજ તેની કદર બુજાય છે, કે તે કેવી ચોપડી યાને દુધનો ચીકાસ ધરાવનારી હતી ! તેમજ જ્યારે વહુ મરણ પામે છે ત્યારેજ તે કેવી રાંક હતી તેની સમજ સાસરિયાંને પડે છે. કહેવત છે, કે ગઇ ભેંસ ચોપડી, ને મુઇ વહુ બાપડી. તેમ, હે ગુલબાનુ ! તમે તમારા ધણી જીવતા હતા ત્યારે તેની જેટલી કદર નો'તાં કરતાં તેટલી હાલ તમારા કાળા પોશાકથી કરો છો એ નકામું. ગમે એવું માણસ મરી ગયા કેડેજ તેને લોકો યાદ કરી કદર કરે છે. માટે મોતથી તમે અળગાં રહેવાનું પસંદ કરજો(!) કેમકે તે સર્વ દુઃખોનો નાશ કરે છે ! મોતથી બીહજો (!) કેમકે તે સર્વ જંજાળોને બાળી નાખે છે ! મોતથી નાખુશ થજો(!) કેમકે તે તમારી સર્વ વિપત્તિઓને ટાળી નાખે છે ! સદા ન ફુલે તળાઇ, સદા ન સાવન હોય, સદા ન જોબન રસ રહે, સદા ન જીવે કોય. ગુલબાનુ ! તમારા ધણીના ગુજરવાથી ઘરખટલો નિભાવવાની તમોને

જેટલી ફીકર છે તેના કરતાં પાક પેદા કરનારને ઘણી વધારે કાળજી છે. ઘણી હુશિયાર હતા, ને ચંચળાઈ કે લાયકીથી પેદા કરતા હતા, અને છોકરાઓ બેઅકલી છે તેથી સંસાર સીહા થઇ પડશે, એવો બળાપો તમારો ફોકટનો છે. ડાહ્યા આલેમે મસનવી જેવા જ્ઞાન ભંડારમાં કહેવાની હિંમત કરી છે કે;

બખ્ત વ દૌલત બકાર દાની નીસ્ત, જુઝ બ તાઈદે આસમાની નીસ્ત.
ઉફતાદસ્ત દર જેહાંન બીસયાર, બીતમીઝ અર્જમન્દ વ આકેલ ખાર.
કીમ્યાગર બ ગુસ્સેહ મુરદેહ વ રન્જ, અબલેહ અન્દર ખરાબેહ યાફતે ગન્જ.

નસીબ અને દોલત કાંઇ ડહાપણુને આધારે નથી, પણુ ખુદાઇ બક્ષેશથીજ હોય છે. દુન્યાંમાં વારે ઘડીએ જોઇએ છિયે કે બેઅકલીને માન મળે છે, જ્યારે અક્કલમંદ હિણાય છે. કીમ્યાગર જેવો બાહોશ કારીગર નાસીપાસીમાં અને દુઃખમાં રિબીને મરે છે, જ્યારે બેવકુફને ખરાબાની જમીનમાંથી સોનાનો ગન્જ મળે છે. અરે પરવરદેગાર! તુંને ફઝીલો કરમ કરતાં કાંઇ વાર લાગતી નથી, ત્યારે ઉમેદવાર માણસે નાઉમેદ શા સારૂ થવું જોઇએ વારૂં? ગુલબાનું! જોકે નસીબ વગર પૈસો મળતો નથી, ને મોત વગર કોઈ મરતું નથી, તેથી એમ નથી ઠરતું કે પૈસો મેળવવા પ્રયત્ન કે ઉદ્યોગ કર્યા વગર બેસી રહેવું. એમ નથી કહેલું, કે મોત વગર કોઈ મરતું નથી તે અજમાવી જોવાને કુવામાં પડવું. ગર્ચે કસએ અજલ નશાએદ મોર્દ, તો મરવ દર દેહાંને અઝદહા. કદાચને કોઇ મોત વગર મરતો નથી, તોપણ તું જાણી જોઇને અઝદાહના મોઢાંમાં ના જા! સરસ નરસનો વિચાર તો કરવોજ જોઇએ, કાંકે તને માલેકે પાકે અક્કલનું ઉમદા ગૌહર બક્ષેલું છે. આપણામાં સારાં નરતાંનો વિચાર ન હોય, તો હરએક વસ્તુની ઇચ્છા કરીને આપણ દુઃખી થઇએ. સારાં નરતાંનો વિચાર જેને નથી, તે મોટો રાજા હોય તો પણ તે પોતાના આત્માને સુખી કરી શકતો નથી. તે રાજા થઇને રાંકના જેવું દુઃખ ભોગવે છે, અને રાંક છે તે સારાં નરતાંનો વિચાર કર્યાથી ઇંદ્રની સંપતિનાં સુખને ભોગવે છે. આ સારાસાર વિચારનું લક્ષણુ એજ કે, હું કોણુ? મ્હારી યોગ્યતા શી? મ્હારો નિર્વાહ કેટલામાં થાય છે? ઇત્યાદિક જોઇને જે પગલાં ભરવાં તેનું નામ સારાં નરસાંનો વિચાર, બાકી બચ્ચાંને કોઠીમાં ઘાલ્યાં જીવે નહિ. વળી તું જમાઇનું દુઃખ રડયા કરે છે, મગર જમ ને જમાઇનાં દુઃખ એક સરખાં છે. ત્હારા જમાઇની બદ ચાલ તેનેજ ભારી પડશે, ત્હારી દીકરીને મૂઓ ધર્યો ના કર. જમાઇને પણુ જમનું તેડું આવશે ત્યારે દીકરી રંડાઇ પડવાનું તનેજ દુઃખ થશે. જીવતો હશે તો દહાડે વારે સુધરશે, ને નહીંજ સુધરે તો તેનું ફળ તે ચાખશે, જેમ જમાઇ **મીડીયાસે** ચાખ્યું હતું. લોભી અને અદેખા જમાઇ મીડીઆસથી પોતાની સાસુ **મેનીઆ**ની ચઢતી નહીં દેખી શકાવાથી તેણીને અને તેના ૧૬ વરસના બેટાને ઉંઘમાં મારી નાખી મીડીયાસે હાકમી લેવા જતાં, કુદરતનો એટલો બધો તો કોફ ખેંચી લીધો હતો, કે તેના દોસ્તોએજ તેને દગો કીધો

ને આખરે રખડતી અને હિનપસ્તી ભરેલી હાલતે આપઘાત કરી તેને મરણને શરણુ થવું પડયું હતું. સાસરાં ઘરને સપડાવનારા અને સતાવનારા જમાઈઓનો ફેજ સારો હોતોજ નથી.

દુન્યાંનો મેહમાર એવોજ દીઠામાં આવશે. "દુઃખી કોઇ સુખી કોઇ કરમ સબ સમજાવે." કવિ રોબર્ટ બ્રાઉનીંગે નેકી બદી, અને સુખ દુઃખની હસ્તિનો વચલો તોડ પાડી મત આપતાં કહ્યું છે કે; "I hold not with the pessimist that all things are ill, nor with the optimist that all things are well. All things are not ill and all things are not well, but all things *shall be well* because this is God's word."

ગુલાં! જમાઇ કફોડો પરવડશે, પણ દીકરો કફોડો નહીં પરવડશે. દીકરા તે કાંઇ બધાજ દુઃખી માતાની કદર ખાનારા હોતા નથી. **નીરો** રાજાની માતા **એગ્રીપીનીએ** જેને લોહી પાઇને ઉધારેલો અને તેને લીધે અનેક પાપો કરી તે બદીમાં ડુબેલી, તેજ પુત્રે માતાને જેર જેર કરી, તેણી ઉપર ઘાતકીપણું ગુજારી શરમભરેલાં મોતમાં તેજ દીકરાએ તે પ્યારી માતાનો પ્રાણ લીધો. અને ત્યારે તેણીને અફસોસ કરવો પડયો હતો, કે વાંઝણી રહી હોત તો બેહતર થાત. એવો દીકરો પેટમાંજ કાં થહીં મુઓ, કે મ્હારે આવો વખત નહીં આવત. એ તો पडल्यावर पाय. ગુલબાનું! તેં ધણીના વખતમાં રાજ કીધું, હવે તે રાજ કરવાનો વારો વહુનો આવ્યો. એ તો ચઢતી પડતી દુન્યાંજ છે. તમારા સસરા મરતે નહીં તો તમે પણ ઘરનાં રાણી કેમ થાત? માટે એ પાંતીનો સંતાપ નાં કરો. ધન જોબન, જુવાની ને ઠકરાઈ, નહીં રહી કોઇની, ને કોઇથી ના વપરાઇ. સદાકાળ કોઈનું નિભ્યું નથી, રહ્યું નથી, ને નિભવાનું કે રહેવાનું નથી. એક હીલા ચેહ લગા રખા હય દુન્યામેં સદા, બન્દેહીસે બન્દેકો રોજી દીલાતા હય ખુદા.

ધણીની ઉપર જાન સદકે કરનારી કોઈ પણ ધણીઆણીને પુછી જુઓ, કે ધણીની ખાટલી ઉપર તેણી સુઇ શકશે? ધણીની કરકટી ઉપર તેણી સ્મશાને બળવા જશે? અરે! ધણી ઉપર મરી મરી જતી ને ઓવરાઇ પોવરાઇ જતી ધણીઆણી! સીબીલાની માફક ધણીનું દર્દ પોતે લઈ લેનારી અને ધણીને આવેલાં જમરાજનાં તેડાંની ચીઠીમાં **ધણી** શબ્દમાં **આણી** ઉમેરી દઈને ધણીને બદલે પોતે મોતનાં ડાચાંમાં જનારી સ્ત્રીઓ તો જન્મતીજ નથી.

ઈંગ્લંડના ઇતિહાસનો ૧ લો પાઠ ગોખાવનાર **વીલ્યમ ધી કૉન્કરર**ના બેટા રોબર્ટ **ડયુક ઓફ નોરમંદીને** ઝેરી તીર લાગવાથી ડાકટરોએ એવો અભિપ્રાય આપ્યો કે, એ ઝેર જો કોઈ આદમી જોરથી ચુશી લે, તો એનું ઝેર ઉતરે ને ઝેર ચુસનાર જરૂર મરણ પામશે. આ વાત રોબર્ટને પસંદ ન પડી. કેમકે પોતાનો જાન બચાવવા ખાતર એક નોકરનો જાન જાય તો તે નાખુશ હતો. તેની વફાદાર ઓરત સીબીલાએ રાતે ધણીને ઉંઘમાં પડેલો જોઇ જખમ ઉપરનું ઝેર ચુસી લઈ

પતિનો પ્રાણ ઉગારી પોતે મરણ પામી હતી. શું ગુલબાનું ? તું કે ત્હારી સહી સખીઓ શેહેરબાનું કે ખોરશેદબાનું એવો અખંડ પતિ પ્રેમ બતાવવા આજની જમાનામાં તૈયાર છો? નહીં. આજે તો સ્વાર્થનો પ્રેમ છે. એ સ્વાર્થ અને એ મતલબ તમો મનમાંથી કાઢી નાખો તેમાંજ શોભા છે, બાકી બધું વ્યર્થ છે. માટે હે ગુલબાનું, તમારાં મનને તો કલ્પે સંપત નવ નીપજે, કલ્પે વિપત્ત નવ જાય; સ્વભાવ પડયો આ જીવનો, તે કલ્પ્યા વિના ન રહેવાય. કલ્પના કર્યા કરવાથી કાંઇ મોટું ધન મળવાનું નથી, તેમ કલ્પના કીધાથી વિપત્ત દુર થવાની નથી, એમ માનવી સમજે છે તોએ આ દેહનો સ્વભાવજ પડયો છે, કે ખોટી સારી માઠી કલ્પના કર્યાજ કરવી. તમારાં મનને આ ઉપદેશ સમજાવો કે,

મન કહાં કહાં તું ડોલતા, ઇશ્વરકી ઑર નહીં જાતા.
જીતે જીકા હૈ સબ નાતા, માતા પિતા દારા સુત ભ્રાતા;
અંત્ત સમય કોઇ કામ ન આતા, નિકલ જાય જબ બોલતા
જીનમેં તું ચિત્ત લગાતા, ઈશ્વરકી ઑર નહીં જાતા.
રાત દીન છલ કપટ કરૈ તું, ફીર કુટુંબકા પેટ ભરૈં તું;
જાય અકેલા નરક પડે તું, કયોં અબ કમતી તોલતા.
યહાં વૃથા પાપ કમાતા, ઈશ્વરકી ઑર નહીં જાતા.
અપના ખૂબ સમઝતા સ્વારથ, કીના કભી નહીં પરમારથ;
કોઇ નહીં જીવે સાથ પદારથ, કયોં નહીં આંખે ખોલતા.
એક ધર્મહી કામ આતા, ઇશ્વરકી ઑર નહીં જાતા.
બન હાકિમ નહીં ન્યાય ચુકાવૈ, રૂશ્વત લેલે કર તું ખાવૈ;
કહે મુરારી સુખ નહીં પાવૈ, અમૃતમેં વિષ ઘોલતા.
કયા અબ તુમ મોજ ઉડાતા, ઇશ્વરકી ઑર નહીં જાતા.

એકજ ગ્રહરાશીમાં એકજ પળે એકકી વખતે જન્મેલાં ૫ બાળકોમાં એક પાદશાહ, બીજો ફકીર, ત્રીજો મજુર, ચોથો લડવૈયો, ને પાંચમો કારકુન, એ સર્વની રેખા એક હોય–કુંડળી એક હોય, તોએ એક બાદશાહ ને બીજો ફકીર કાંય ? એ સર્વના પૂર્વેના સંસ્કાર સુખ દુઃખ ભોગવવાના એકજ હશે, તેથી કોઈ પાદશાહીમાં જેવી જાતની લાગણીથી સુખ દુઃખ ભોગવતો હશે તેવીજ લાગણીથી બીજો ફકીરીમાં સુખ દુઃખ ભોગવતો જાણવો. ગુપ્ત ખુશી અને ગુપ્ત નાખુશી પ્રમાણમાં તો સર્વની એક સરખી હોય, તોએ નામ પાદશાહ પડયું તેથી બહારના દેખાવે તે સુખી મનાયો જાય, ને બીજાનું નામ ફકીર પડયું તેથી બહારના દેખાવે તે દુઃખીજ મનાતો જાય.

હે દુઃખી ગુલ ! ગીનોરની રાણી **નુરે મહેતાબ**નાં દુઃખોની ટીપ જુઓ. રાણી **રૂપવંતી** ઉપર પડેલી જફાનો વિચાર કરો. બીકાનેરની રાણી **લાલબા** ઉપર પડેલાં સંકટોની હારમાળા જુઓ. અહે હે ગુલ ! તમારાં કીંચિત દુઃખોની સરખામણી કરશો તો તમે તો મહા ભાગ્યશાળી છો એમ તમને જરૂર જણાશે. તમોને

તમારો મરહુમ ધણી ઘેરધણીઆણી તરીકે લાવ્યો હતો, માટે હવે તેની ગેરહાજરીમાં ઘેર ચલાવવાની ફરજ તમારી છે. તમે કાળી સાડી પહેરો, કાળી બોર્ડરનાં કાગળો લખો, લોકોને ઘેરથી ભેટ સોગાદ આવે તે નહીં લો, લગ્ન વિવાહમાં સામેલ નહીં થાવ, અને હમેશાં ગમમાં ગીરફતાર રહો, એ ફરજો બજાવવા તમારા ધણી તમારો હાથ ધરીને લાવ્યા નો'તા. તમે હવે તો તમારાં વ્હાલાંઓને જીનરાઇ માગી તેઓની તંદોરસ્તી સાચવી, તેઓને હેબતાતાં અટકાવો, ને તેઓને હીંમત આપી, સબુરી અખત્યાર કરી, ન્હાનાં બાળકોને પેટમાં ચાંપો, ને તેઓનું સંરક્ષણ કરો. મહારાણી વિકટોર્યાની વ્હાલી બેટી પ્રીન્સેસ બીએત્રીસ જયારે દુઃખી થઇ, ત્યારે ઘરમાં ઘણી દીકરી હૈયાત છતાં, ઘણી વહુઓ તેવણનો પડયો બોલ ઉપાડી લેવા તૈયાર છતાં, દીકરાઓ નજર આગળ ને પુષ્કળ બાળગોપાળ આંખ આગળ છતાં, તેવણની બેહદ કંગાલ હાલત થઇ પડયાના તેવણના કાગળોથી કોઇપણ માણસને દયા લાગ્યા વગર રહી નહીં. માયાનું આ પ્રબળ હતું. માટે માયા, ફીકર, ચિંતા, વિપત્તિ, આફત, મુશીબત, મુશકેલી, નાખુશી, આપદા વિગેરે જે દુષ્ટ નારી જાતિઓ છે તેને દુર કરી નાખવી એ દરેક માણસની ફરજ છે. ક્રાઇસ્ટના એક ચેલાએ પોતાના બાપના મડદાંને દાતવા જવાની પરવાનગી માગી ત્યારે ક્રાઇસ્ટે કહ્યું; "તુંને મ્હારો ધર્મ ફેલાવવા રાખેલો છે, મડદાં દાટવા રાખ્યો નથી. મડદાં દાટવાનું તો જેણે તેને બનાવ્યું છે તેનુંજ કામ છે. તે કામ પ્રભુનું છે, અને તે તે સાહેબ બજાવ્યો જશે." આ ઉપરથી ઉંચો બોધ લઇ તમો ઘરધણીઆણી તરીકેની ફરજ બજાવવાનેજ ઉસ્તવાર રહો. તમારી કેટલીક સોવાસન બહેનપણીઓને ધણી છે, ત્યારે તેણીઓ બેટો નહીં હોવાના ગમ કરે છે. પણ કોઈ સખીઓને ધણીજ પરણવાનો મળતા નથી તેઓના કરતાં તો તેઓ ભાગ્યશાળી છે નં ? માટે બીજાંનાં દુઃખની સાથે આપણાં દુઃખની સરખામણી કર્યે; આપણાથી ઉતરતી હાલતના લોકોની શી દશા છે, તેની તુલના કર્યે, ત્યારેજ આપણું દુઃખ આપણને હજાર દરજજે કમી જણાય.

આપણે ત્યાં છોકરાં વગરનાં માયો અને બાપો બળાપામાં મુઝવાય છે, ને અસલી **ગ્રીક** તથા **રોમનો**માં બેટો પેદા થાય તેથી કાંઇ ખુશાલી ઉત્પન્ન થતી નો'તી ! જન્મેલા બેટાનો બાપ જો તે બાળકને હાથમાં લઇ રમાડે તોજ તે બેટો કુટુંબનું માણસ લેખાતો. અને જો તેને માટે બાપ તરફ બેદરકારી બતાવવામાં આવે તો તેનું મોત નક્કી નિપજતું. તે બાળકને એકાંત ઉજડ જગાએ ફાડી ખાનારાં જનાવરોની વસ્તીમાં છોડી દેવામાં આવતું ! એમ કરતાં જો તે બાળક બચવા પામે તો તેને ૭ વરસ વેર તો ઓરતોના જનાનામાં રાખવું પડતું, અને તેના ઉપર તેના બાપની નજરજ પાડવામાં નો'તી આવતી ! ત્યારે એક નજરે કોઇ લોકો ફરઝંદોની વૃદ્ધિ માગે, ને બીજી નજરે બીજાં લોકો વાંઝયાપણું માગે. એ સૌ સૌના મનનાં માની લીધેલાં સુખ દુઃખ છે. દુન્યાં એવીજ ઠગારી છે. સંસાર એવોજ મોળો છે. આસમાનની ગીરદેશ એવીજ ચાલી રહી છે. **ફલો રાજા**, હતો ત્યારે તો ખેડુત, પણ રાજા જેવું મોટું દિલ ને મોટું સુખ ભોગવતો હોવાથી **રાજા** કહેવાયો, ને **ગુજની**

છે ત્યારે તો રાણી, પણ દુઃખી અભાગણી સ્ત્રી કહેવાઇ. જંજાળ વિના ઇનશાન નહીં. રાજા પાદશાહને દેખાવનું સુખ પણ **અંતઃકરણનું દુઃખ** કોઇ શું જાણે?

ગરદીસે આસમાંસે હમ, સેહતે હયે યહાં સીતમ સીતમ;
દુનિયાં દગા તો કરતી હયે, ઓર જફા ઝુલમ ઝુલમ.
ઈસ હસ્તીકે કારખાંનેમે, કુછ ન હમારા કામ હુવા;
હયે રંજ ઉઠાતે હમ સદા, દીલપે હમારે હય અલમ.
ન દુનીયાં હુઇ કીસીકી એહ, ન હોગી કીસીકીભી કભુ;
શાહો ગદાપે એકસા, એહ ઝાલીમકા હોતા હયે ઝખમ.
ન કાયમ રહેગા કોઇ મુદામ, ન દમામ રહેગા એહી હાલ;
આજ ખડે હયે જાનદાર, લેટેંગે કલ કફનમેં હમ.
“આરામ” ઓર કરારસે, ન કોઇ રહા હયે અબ તલક;
આજ હયે શાદી ખુરરમી, ઓર હયે કલ માતમ માતમ.

---

# દિલાસા પત્ર ૪૩ મો.



“Sure 'tis a serious thing to die, my soul!
What a strange moment must it be, when near
Thy journey's end!—thou hast the gulf in view—
That awful gulf, no mortal e'er repass'd
To tell what's doing on the other side”.

*Blair.*

બ્હેન પરીચેહેર! જે કેકોબાદને તું મનથી પરણી ચુકી હતી, તે ત્હારી સખી અરનવાજ સાથે પરણી ગયાથી પ્યાર ભંગનું તને દુઃખ થયું છે, તેથી તું હમેશાં ઉદાસ રહે છે. પણ હવે વધારે ઉદાસી ત્હારાં મરવા સુતેલાં માતાજીનાં નજદીકના મોત વિષે તને છાતીફાડ હેબતકારક લાગી છે. શું કરશે? જે ખુદા સૂર્ય અને ચંદ્રને કરોડો વરસથી નિભાવે છે, તે ત્હારી માત્ર થોડાંક વરસની જીંદગીજ નહીં નિભાવશે? ત્હારા બાવાજીના મોતની ઉદાસી હજી તો તાજી ને તાજી છે, અને હવે તું વધુ ઉદાસ રહે છે એ બરાબર નહીં. અણગમતી ઉદાસીથી કાળો ફીકાશ લાલચોળ રતાશમાં બદલાઇ જાય છે. ત્હારૂં લોહી જે ઓછું પ્રવાહી થઈ રહેલું હોય છે તે લથડિયાં ખાતું નસોમાં ફરે છે. સમજ! ઓ બેસમજ. ઉદાસીથી ચહેરો કોડીનો થઇ જાય છે, અને ઘણુંજ હલકાં મુળમાંથી તે વહ્યા કરે છે. ઉદાસી એ ચિંતા, આળસાઇ, અને અધિરાઇનું બાળક છે, જેથી જુસ્સો અને મકકમ

પણાનો ઠરાવ મરી જાય છે, અને ઘણીવાર પ્રમાણિકપણાનો પણ નાશ કરે છે. ટુંકમાં ઉદાસ રહેવાની ટેવ એટલી બધી ઉત્પાત કરનારી છે, કે જેથી છેવટે આપણી હાલત અસ્થિર થઈ પડે છે. ત્હારૂં કમભાગ્ય, નસીબના દફતરમાં સીલ શાખ સુદ્ધાં સહી થાય નહીં ત્યાં સુધી તું નિરાશ કે ઉદાસ થઈશ નહીં, એવી દ્રઢ ભાવના રાખ. બ્હેન! હમણાંથી કેમ અકળાઇ જાય છે, એ તો હજી પાશેરામાં પહેલી પુણી છે. ત્હારાં દુઃખને તું દુરબીનથી જોવાની ટેવ ના પાડ. દરેક વસ્તુ દુર હોય તે પાસે જોવા માટે દુરબીન વાપર્યે. સુખ જે દુર દેખાતું હોય તેને નજીકમાં જોવા દુરબીન વાપર્યે. પણ હરગેજ દુરબીનથી દુઃખને જોઇએ નહીં. અને દુઃખને દુરબીનથી જોવું હોય તો ઉંધી દુરબીન કરીને જોઇએ કે જેથી પાસે ઉભેલું દુઃખ ઘણુંજ દુર ગએલું દેખાય.

**પરીચેહેરઃ**—અરે! તમને કયાં ખબર છે, કે જે કારણોને હું ઉદાસ હોવાનું તમો જણાવો છો તેના કરતાં જુદાંજ છે. મ્હારો મનથી માનેલો પતિ કેકોબાદ તો મુંઈ અવર અરનવાજને પરણીને ૬ મહિનામાંજ પુલગુજાર થયો છે, અને હું રંડાયેલી હાલતમાં ધોસ્લાં ફોડીને કાળી સાડી પહેરી શોકમાં રહું છું. હું રંડાયેલી છું, અને હવે કદિએ કોઇ પર પુરૂષને પરણનાર નથી, એવું મ્હારાં મનનાં દુઃખનું મુઝવણ છે. તમે મને દિલાસો આપીને શું કરશો? જો દુઃખી માણસને દુઃખ આપવામાં ખુદા નારાજ હોત, તો પછી દુઃખીઓને દુઃખો આપવાની જરૂરજ શી? તેને જો દયા હોત તો ઇનશાનને દુઃખ આપતજ કાં, કે તમારા જેવાને વળી દિલાસો દેવા તે સાહેબ મોકલવાની માથાકુટ કરત?

**મુનશીઃ**—પરીચેહેર! તું ઉશકેરાયલી હાલતમાં જે ગમે તે બકે છે. પરણ્યા વગર વળી રંડાપો કેવો? જન્મ્યા વિના મોત કેવું? દુઃખ આપવાનો ખુદાનો કાયદો તું સમજતી નથી. હવે ત્યારે તુંજ કહે, પરીચેહેર, કે માઠું થાય તે સારાંનેજ કાજે કે નહીં? જો. કેકોબાદ તો લગ્ન પછી ૬ મહિનામાંજ મરી ગયો, અને ત્હારી શૉખ અરનવાજને રંડાવી ગયો, નહીં કે તને. જો તે તનેજ પરણ્યો હોત તો તું ખરેખરીજ આજે રંડાપાનો ઝુરાપો કરત. ખુદા કાંઇ ત્હારો દુશમન નથી, કે તને હેરાન ને પરેશાન કરવા કિંવા પોતાનું વેર લેવા દુઃખ આપે. **દુઃખ એ તો ઇનસાફનું કાર્ય** છે. ચોર, લુટારા, ઠગારા, ખુનીઓ, અને લફંગા આરોપીઓને જડજ જોકે કાયદેસર રીતે કેદખાનાની સજા કરે છે ખરા, પરંતુ કેદખાનામાં તેઓને હવા વગર ગુંગળાવવામાં આવતા નથી, કે ખોરાક વગર ભુખે મારવામાં આવતા નથી, કે ઉંઘમાંથી ઝબકાવવામાં આવતા નથી. બલકે, ગ્રહસ્થ લોકો જેવી રીતે રહી નહીં શકે, તેવી ઉત્તમ રીતે તેમને રાખવાને સરકાર તજવીજો રાખે છે. જેલ હમેશાં સારી હવાવાળી જગાએજ સરકાર બાંધે છે. શિક્ષા પામેલા કેદીઓની તબ્યત રોજ તપાસવા હજારો રૂપૈયાના પગારવાળો સરજ્યન રાખવામાં આવે છે. ખોરાક સ્વચ્છ રાખનાર સુપ્રીન્ટેન્ડેન્ટ રાખે છે. એટલે કે, ચોરી

કે ગર્ભપાત કરનારને લાયકની શિક્ષા તો ઇનસાફની રૂએજ થાય, પણ તેથી તેના ઉપર આફત વરસાવવાની સરકારની નેમ નથી. તેજ માફક કર્મ પ્રમાણે દુઃખ રૂપી સજા ઇશ્વર ન્યાયાધીશ ન્યાયને ખાતર કરવાનોજ. પરંતુ દુઃખ્યાંઓનાં દુઃખો ટાળવા માટે પણ હમારા જેવાઓની પાસે નોકરી કરાવવાનો. માટે ત્હારા કકળાટ ને રૂદન ખુદાનો ખોફ ખેંચવા જેવા છે, તેથી તેનો ત્યાગ કર.

**મીનોખેરદ**માં આવી રીતે આવેલું છે કે, "દશમી જમીન કે જ્યાં માણસો રડે અને પોકાર કરે તે જમીન નાખુશ છે." પારસીઓના જરથોસ્તી ધર્મમાં, મુવેલાંની પાછળ શોભવાની ઓછામાં ઓછી ૩૦ દહાડાની અને વધતામાં વધતી ૬૦ દહાડાની હદ રાખેલી છે, જે હકીકત વંદીદાદની ૧૨ મી પરગરદમાં આવેલી છે. પણ તેમાં તેની મતલબ કાંઇ શોકને લીધે રડી કકળી ગીરફતાર રહેવાની નથી, પરંતુ તેથી ઉલટું તે મરનારની નઇયતે અવસ્તાના પાક કલામો એક ચિત્તે પઢવા, અને મોજ મજાના વિચારો દુર રાખી, જેમ બને તેમ તે મરનારની યાદ, અને તેના ભલા ગુણો મનમાં ઉપરાસાપરી લાવી, મરનારની નઇયતે સવાબનાં કામો કરી સામાનું ભલું કરવું અને ભલું ઇચ્છવા સારૂ સુતક પાળવાની છે.

રડ રડ તે કેટલુંક કર્યા કરશે? પહેલી રાતે મરે તેની પોક મધરાતે મુકે, પાછલી રાતે મુકે, પછી કયાં સુધી મુકે?

**પરીચેહેર:**—ખુદાનો જો આવોજ તુચ્છ ઇનસાફ હોય, તો બેહેતર છે, કે આવાં દુઃખો ભોગવવા કરતાં જંગલમાં રખડી રઝળીને રવડી રહેવું, અને વહેલું મોત આણવું, કે જેથી આવા સંતાપો ને દુઃખો દેખવાં નહીં પડે! ખુદાએ કરોડો વરસ ખુદાઇ ચલાવી, પણ હજી તેને ખુદાઇ ચલાવતાં આવડી નહીં!

**મુનશી:**—એક કડવું ફળ હોય તેની ગમે એટલી વખાણ કરો તોએ તે મિઠું થઇ શકતું નથી. એક મિઠી વસ્તુની ગમે એટલી તમે બદગોઈ કરો પણ તે સ્વાદમાં કડવી થઇ પડતી નથી. સોના રૂપાંની નિંદા ને ધિક્કાર કરવાથી શું તેની કિંમત્ત ઘટે કે તેજ કમી થાય? લોઢાં કે કથીરની સ્તુતિ કરવાથી કાંઇ તેની કિંમત કે તેજં વધવાનું? માટે તમારાથી થાય એટલું ભલું બીજાંનું કરો. ઘોડો પારકાનો બોજો પોતે ઘસડે છે, મધમાખ પરાયાંને ખાતર જેહમત કરીને મધ ભેગું કરે છે, દ્રાક્ષનો માંડવો સર્વ ભાર ઝીલીને દ્રાક્ષના ઝુમખાનો ભાર ઉંચકે છે, ને તે પોતે તો એક પણ દ્રાક્ષ ચાખતો નથી, માત્ર બીજાંને સ્વાદ આપવા પોતે દુઃખ સહન કરે છે. બહેન તેવી તું થા.

**અબ્રાહામ, ઐઝાક, ને જેકબ** જેવા પવિત્ર પુરૂષો કાંઇ ઘરો કે મહેલો બાંધી રહ્યા નો'તા, પણ એક ઝુંપડામાંથી બીજા ઝુંપડામાં, એક શહેરમાંથી બીજા શહેરમાં ખુદાઇ ફરમાનને લીધે તેમને ભટકવું પડયું હતું. તેઓ કાંઇ વહેલા મરી ગયા નો'તા. તેમ જે પાદશાહો મહેલો ને કિલ્લાઓ બાંધી રહ્યા હતા તેઓ કાંઇ ઘણાં વરસ જીવ્યા નો'તા. પવિત્ર પુરૂષો તંબુઓમાં રહીને એટલુંજ બતાવતા હતા, કે

આ દેહ પણ આત્માને રહેવાને તંબુ સમાન છે. જ્યારે ગમે ત્યારે તંબુ ઉઠાવી લઇને કોણ જાણે કઇ જગાએ આત્માને વાસો કરવાનો છે.

ત્હારી ગમગીની અને ઉદાસી થોડા વારની છે. વખતના મારેલાં લોકોને વખતજ વિસરાવે છે. વાખાના માર્યા દુઃખીઓનું ઓષડજ વખત છે. તું પણ પોતાના કામ ધંધામાં રોકાઇ જશે તો માનું મોત કે બાપનું મોત, કે પતિનું મોત સો ઠેકાણે રહી જવાનું.

**યક્ષને** શ્રાપ થયા પછી તેનો સવાલ એજ હતો કે, જગતમાં વિચિત્ર શુ છે?" તેનો ઉત્તર ધર્મરાજ **યુધિષ્ઠરે** એટલોજ આપ્યો છે કે સ્મશાન વૈરાગ." મડદાં પાછળ સ્મશાને જતા લોકો આ જગત્ જુઠી છે, માયા ખોટી છે, સંસાર ઠગારો છે, ઘડીનો કોઈનો ભરોસો નથી, જન્મ્યા તે મરવાના, વિગેરે ડહાપણનાં વચનો બોલતા ડાઘુઓ જાય છે ખરા, પણ પાછા ફરતી વખતે તો એની મીલકત કોને મળશે, એના ઉપર મ્હારૂં લેણું છે તે કોણ આપશે, એની બાયડીને કોણ લઈ જશે. વિગેરે ખટપટ ચટપટનીજ વાતો કરશે. એવો આ ખાસડકુટો માનવી અવતાર છે. ખારે હસરત કબ્ર તગ દીલમે ખટકતા જાયગા; મોર્ગ બીસમીલકી તરેહ લાશા ફડકતા જાયગા. **જનક** રાજા પાસે જ્ઞાન લેવા **શુકદેવજી** ગયા ત્યારે જનકે દુન્યામાં જે નિરૂપયોગી વસ્તુ હોય તે લાવવા તેને કહ્યું. શુકદેવને કોઇ પણ ચીજ નિરૂપયોગી જણાઇ નહીં. છેવટે નર્કની આગળ ગયા તો નર્કે પણ પોતાનું ઉપયોગીપણું કહી સંભળાવ્યું. છેવટે ઠર્યું કે માત્ર મનુષ્ય દેહ નિરૂપયોગી છે! કેમકે મુએલાં ઢોરનું તો ચામડું ને હાડકાં પણ કામ લાગે છે, મગર મનુષ્યનું તો કશુંએ કામ આવતું નથી. સબબ આ દેહમાં રહીનેજ જો જીવ નેકી કરે તો તે દેહ મોતી ને હીરાનો છે, ને બદી કરે તો તે નકામો છે. ત્હારી બ્હેનપણીઓ ચઢેલ અને છાલકી સુધરેલીઓમાં ખપનારી છતાં નાસ્તિક વિચારોવાળી છે. નોવેલો ને નવલ કથાઓ વાંચી વાંચી બસ પ્યાર, પ્યાર ને પ્યારમાં ચકચુર થઇ ગયેલી હોવાથી તેમની સોબતે પણ ત્હારા ઉપર અસર કરી જણાય છે. જેમ દુધ, મધ અને ઘીનું લીમડાનાં મુળ્યાંમાં સિંચન કરવા છતાં લીમડામાં મિઠાસ આવતો નથી, તેમ બહુ પ્રકારથી ઉપદેશ અને દિલાસો આપવા છતાં પણ ત્હારાં જેવાં દુર્જન અને કપટી માણસમાં સાધુતા કે સબુરી આવતી નથી. કહ્યું છે, કે સજ્જન એસા કીજ્યે, ઢાલ સરીખા હોય; સુખમેં રહેવે પીઠપે, દુઃખમેં આગે જોય. મને હવે કહે, કે ત્હારા દુઃખના વખતમાં ત્હારી સખીઓ કયાં ગઇ? સહી મિત્રીઓ પૈકી અરનવાજે તો દગો દીધો! ખચ્ચીત સુધરેલી કહેવાતી અબળાઓના નાસ્તિક વિચારોએજ તેઓને પ્યાર ભંગનાં દુઃખોમાં સપડાવી છે. જુઓ, ઇનસાન કેવું બેઅુનિયાદ છે! પૃથ્વિના પાદશાહની સામે જરા દમ પણ કાઢવાની હીંમત જે શખ્સ કરતો નથી, તેજ શખ્સ બાદશાહોના બાદશાહ અને કુદ્રતના ખાવિંદની સામે સખુન લઈ જઇ બેબુનિયાદીથી બોલે છે કે, તે કીરતારે સુખ દુઃખની વાંટણી કરવામાં વાજબીપણું વાપર્યું નથી! એવો બટ્ટો મુકવાને તે જરા પણ ડર રાખતો નથી! એ પ્રમાણે તે

પ્રભુનો પ્રતાપ ભુલી જાય છે, અને તે અદલ ન્યાયાધિશને યાદ કરતો નથી.

ચીસ્તે દુન્યાં અઝ ખુદા ગાફેલ બુદન, નેકુ મારો નોકરો ફરજંદો ઝન.

**દુન્યાં** એ બોલનો અર્થ શું છે, કે "ખુદાતાલાથી ગાફેલ રહેવું!" નહીં કે કપડાં, પોશાક, તથા સોનું રૂપું તથા બચ્ચાં છોકરાં તથા ચાકર નફર હોય ત્યારે દુન્યાં કરીને કહેવાય. પરીચેહેર! નોં રડયા કર બ્હેન! એ તો કહેરનું મારેલું તે બોલાઈ જાય. ઇશ્વર સર્વ જગતનું પાલન કરનાર કહેવાય છે, તો પછી આપણા નિર્વાહને માટે ચિંતા શી છે? જો એમ ન હોય તો બાળકના નિર્વાહને માટે માતાના સ્તનમાં દુધ કયાંથી નિકળત? એવો વારંવાર વિચાર કરીને હે પ્રભુ! હે વિશ્વંભર! હમેશાં હું તો આપના ચરણકમળનું સેવન કરવામાંજ મ્હારૂં દુઃખ ભુલી જાઉં છું. એમ કહી ત્હારાં મુખમાંથી ઈશ્વરની નિંદાના સખુનો કાઢવાને બદલે તેનાં પવિત્ર નામનું સ્મરણ કર.

રામ ભજનકું દીઆ, કમળ મુખ રામ ભજનકું દીઆ.
લખ ચોરાશી ફેરી ફીર કર, સુંદર તનકુ પાયા. રામ.
ખાયા પીયા સુખે સોયા, નાહક જમાના ખોયા. રામ.
જ્યા મુખ નીશી દીની રામ નામ નહીં, વાં તુમ કછુ નહીં કીયા. રામ.
કહત કબીરા સુન ભાઈ સાધુ, આયા એસા ગયા. રામ.

હા, તું કહે છે તે ખરૂં, કે શાંતિ અને સુખના વખતમાં તને આવાં તોફાની વાદળનું તો બીલકુલ ભાને નહોતું. યાદ રાખજે, કે તોફાન થવાની આગમચ હવા થમ્મ થઇ જાય છે, અને દુનિયાં શોભીતી અને સ્થિર દેખાય છે, દરિયાના પાણીમાં એક ઘાસનું તણખું પણ હિલી શકતું નથી, ત્યારે આપણે માન્યે છિયે કે, હમેશાં દુનિયાં એવીજ રહેશે, અને સર્વ દરિયામાં કાંઇ તોફાન હશેજ નહીં. પણ જ્યારે વિપત્તિનું તોફાન આપણી ઉપર આવી પડે ત્યારેજ સર્વ ચીજ આપણી નજરે જેવી હોય તેવી દેખાય. તોફાન આવવાની આગાહી સઘળું શાંત હોય ત્યારે કરી રાખી તુફાન વખતે શું ઉપાય યોજવા, તે મહાન પુરૂષોજ જાણે છે.

**ફૉક્ષ** અને **પીટ** જેવા મોટા પ્રધાનો વારંવાર જ્યારે હુદ્દાની હાર મળવાની નામોશીમાં આવતા, ને અધિકાર જતો રહેતો તે પહલાંની શાન્તિ ઉપરથીજ ચેતી જતા, અને ઉપાય લેખે કાંઇપણ અભ્યાસમાં રોકાતા, અને અશાન્તિ દુર કરતા. પીટ તો આવાં સંકટોમાંજ ગ્રીક અને રોમન વાંચનનો અભ્યાસ વધારી શકયો હતો. **કેનીંગ** અને **વેલેસ્લી** હુદ્દા ઉપરથી દુર થતા તેની આગમચ શાંત રાજદ્વારિ વાતાવરણને ડેન્જર સીગનલ કહી તોફાનથી બચવા સારૂ હૉરેસનાં કાવ્યોના તરજુમા કરી મન મારવામાં ગુંટાઇ ગયા હતા. સંકટ આવી પડયા પહેલાંજ ગોઠવણ કરનારા અને સમયસુચકતાવાળા એ બે જન સુખી થાય છે. જેઓ કેવળ ભવિષ્ય ઉપર આશા રાખે છે તેઓ નાશ પામે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે સુખના રંગીન આસમાનથી સર્વે ચીજો રંગીન અને ખુશનુમા દેખાય, પણ જ્યારે તે ચશ્મો નિકળી જાય અને

વિપત્તિની વખતે આપણી ખુલ્લી નજરે જોઇએ, ત્યારે દુન્યાંની ખરી અવસ્થા માલમ પડે છે. સુખની વખતે દુશમન પણ જાની દોસ્તના દેખાવમાં દેખાય છે, અને ખરો મિત્ર કડવો વિખ જેવો લાગે છે. પણ દલદેસરી આપણી નજર ઉંઘાડશે ત્યારેજ આપણને માલમ પડશે. દુન્યાં પોતાની મતલબ અને પોતાનો લાભ પહેલાં શોધશે, અને જે કામમાં તેઓને કાંઇ ફાયદો થનાર નથી તે કામમાં જુજ શખ્સોજ પડશે. તેઓ હમેશાં ઘણો વિચાર કરીને હરેક બાબતમાં વચ્ચે પડશે, અને સંસારના કામમાં ઘણાજ ચાલાક શખ્સો સાથે પણ બરાબરી કરશે. એટલાજ વિચાર ઉપરથી સંસારના કામમાં જે કોઇ શખ્સોએ વિપત્તિની શાળામાં કેળવણી લઇ સનદ મેળવી હોય તેઓ બીજાઓના કરતાં વધારે કાબેલ ગણાય છે. અને એક શાયર કહી ગયો છે, કે જે જે નામીચા શખ્સો થઇ ગયા છે તેઓમાંના ઘણાખરાઓએ એ વિપત્તિનાં કડવાં ફળ ચાખ્યાં છે. તેથી આ વિપત્તિને મોટાઇ મળેલી છે, અને જે કોઈ આશાવંત શખ્સો નામદારી મેળવવાને ચાહતા હોય છે તેઓ સારાં ભાગ્ય માગવાને બદલે વિપત્તિનો બિહામણો દેખાવ પસંદ કરે છે. જે કોઇ ખલાસી માહિતગારી મેળવવા ને નામદારી કરવા ચાહે છે તે પીઠ ઉપરના સવળા પવનને બદલે તોફાનને ચાહે છે. જે કોઇ લશ્કરી સિપાઇ પોતાને દરજ્જે વધવા ચાહે છે, તે માત્ર બરાખમાં બેસી રહેવા માગતો નથી, પણ લડાઇની રંજને દીલોજાનથી પસંદ કરે છે, અને આવા ભોળા માણસોજ પ્રજાનું કે શહેનશાહતનું રક્ષણ કરનારા, તથા પરદુઃખભંજની હોવાથી તેઓ દુઃખ પામતા નથી.

જેને મોજ મજાનો શોખ છે, જેનો પ્રેમ પૈસા ઉપર છે, જે કીર્તિનો આશક છે, તે દુઃખીનાં દુઃખ ભાંજનારો નિવડતો નથી, તેમ પોતે પણ સુખી હોતો નથી. ગરીબજ ગરીબની કદર જાણે છે. અને ગરીબ જેટલી ભિડાયલાને મદદ આપે છે તેટલી તવંગર આપતો નથી. જેથી તવંગરની ભિડાતી વખતે તેના હાથ ઉપર કોઇ થુકતું પણ નથી.

"Many groans arise from dying men, which we hear not. Many cries are uttered by widows and fatherlesss children, which reach not our ears. Many cheeks are wet with tears, and faces sad with unutterable grief, which we see not. Cruel tyranny is encouraged. The hands of robbers are strengthened, and thousands are kept in helpless slavery, who never injured us".

અરે ! મગજ ખોયલા ગાંડાઓની કદર ખાવાને બદલે તેઓને બેડી પોઇ જનાવરો માફક પીંજરાંમાં રાખવામાં આવે છે ! ઘણાં ગામોમાંથી રક્તપિત્યાંને હાંકી કાઢવામાં આવે છે ! અને તે સર્વ અશક્તોને એલાહીદી દૂરની જગાએ ફોડી લેવા દેવામાં આવે છે, જયાં ઇનસાનને મદદ કરે એવું ઇનસાન એકે હોતું નથી ! એ માનવી ! ત્યારે તને શા માટે બનાવ્યો છે ? માણસ માણસનાં દુઃખ નહીં ભાંજે તો તે માણસ નહીં પણ પશુ છે.

રબને બનાયા તુજકો એબાદતકે બાસતે—રબને.
ભુખેકો ખીલાવ ખાના, પ્યાસેકુ પીલાવ પાની,
નંગેકો ચદ્દર ઢાંક દે કેઆંમતકે બાસ્તે—રબને.

બ્હેન! આટલા બોધ ઉપરથી તને લાગવુંજ જોઇએ, કે તેં સંગત ખરાબ કરેલી હોવાથી ત્હારા વિચારો ખરાબ થયા છે. તે વિચારો ખરાબ થવાથી તને દુઃખ પણ ખરાબજ થયું છે. "ભલાં ભલાંઓનીજ સંગત કરે છે. માટે જો ભલાં અને નેક નિવડી આ દુનિયાંથી કુચ કરશો, તો તમો તમારાં ગુજર પામેલાં ભલાંઓ સાથે મેળાપ કરવાને શક્તિવાન થશો. જો તમે ભુંડાં નિવડશો તો અરદાએવીરાફનામા પ્રમાણે તમારાં ભલાં ગુજરેલાં વહાલાંઓની સંગત પામશો નહીં." બ્હેન! હવે ડહાપણવાળી થઇ જા, અને સારી સંગતની શાણી બ્હેનપણીઓની સંગત કર. હાલની ચીચકલી અને તીખલી સ્વભાવની ખુદાને નક્કી ગણુકારનારી સહીઓને ત્યજી મૂક.

સમજ મન સમજીને લાગ સુધરવા,
કુડાં કપટ કરે છે શું કરવા? ઓ મન સમજી.
જેમ પ્રભુ તણો પ્રેમ પુરો મળે,
એમજ ચાલ આચરવા;
ભર દરીયો ભરપુર છે ભયનો,
તેમાં જો ચાહે તું તરવા. ઓ મન સમજી.

કેળવાયલાં કહેવાઇને કેળવણીનો ઉપયોગ ન કરવો, જ્ઞાની કહેવાઇને જ્ઞાનનો રસ નહીં લેવો, એ તો મુર્ખાઇ શિવાય બીજું કાંઇ નથી. જેમ કડછી અન્ન શાક રાંધેલાં તપેલાંમાં ફરતી રહેવા છતાં, જેમ હળનું ચવડું અનાજના ખેતરમાં ફરતું છતાં, અન્ન કે શાક ભાજીનો સ્વાદ જાણતાં નથી, તેમ મનુષ્યો ચારે વેદો અને ધર્મ શાસ્ત્રો ભણે છતાં પોતાના આત્માને જાણતાં નથી. કેળવાયાં, ને સ્વાર્થ અને મતલબનુંજ જોયા કરવું એ તો અભણ ખેડુત કરતાં પણ હલકું છે. હજી બીન કેળવાયલો કુણબી પારકાંનું દુઃખ તે પોતાનુંજ સમજીને દુઃખ્યારાંને મદદ કરતો જણાશે, પણ અધુરી છકેલ કેળવણી તો અહંકાર, સ્વાર્થ, ગરજ, મતલબ, અને નાસ્તિક બુરા વિચારો શિવાય બીજું કશું ફળ આપતી જણાતી નથી. દલીલ કહું. એક લડાઇના સમયમાં એક જરમન રીજમીટના કપટાનને તેના વડાથી હુકમ થયો, કે પોતાની ટુકડી લઇ આસપાસના ગામડાંમાંથી ખોરાક શોધી કહાડવો. તે જરમન અમલદાર પોતાના માણુસો સંગાત એક ઝુંપડી આગળ આવી લાગ્યો, જ્યાં એક ઘરડો પુરૂષ રહેતો હતો. અમલદારે કહ્યું કે; "એ બુજર્ગ! એવું એક ખેતર દેખાડ કે જ્યાં હમને ખોરાક મળે." ઘરડો આ અરજ સાંભળી ઘોડેસ્વાર થયો, અને પોતાની સાથે લશકરને લઇ ચાલ્યો. અર્ધો કલાક કુચ કર્યા પછી એક ખેતર જવથી ભરાઇ ગયલું તેમની નજરે પડયું. અમલદાર બોલ્યો કે; "બુજરોગ ગ્રહસ્થ! હવે સબર કરો, જે હમને જોઇએ છે તે મળ્યું છે." ઘરડો બોલ્યો કે, "ભાઇ ઉતાવળો

ના થા. મારી સાથે આવ, અને હું તમને પેટ ભરતા ખોરાક દેખાડીશ." વળી થોડુંએક આગળ ચાલ્યા પછી તેઓ એક બીજા જવના ખેતર આગળ આવી લાગ્યા. સીપાઇઓ ઉતર્યા અને જવને કાપી સઉ સઉએ પોતપોતાનો બોજો લાદ્યો. પાછા વળતી વખતે અમલદારે પેલા ઘરડા માણસને કહ્યું કે; "બાવા! હ્યાં વેર તમે અમથા હમને લઈ આવ્યા. પહેલું ખેતર એના કરતાં સરસ હતું." ઘરડો બોલ્યો કે "ભાઇ, વાત તો ખરી, પણ તે ખેતર કોઈનું હતું; આ તો મારૂં પોતાનું છે!" શું આવું ચોખ્ખું જીગર અધુરી કેળવણીના છકેલ સ્ત્રી પુરૂષો બતાવી શકશે? બીજાંનું કામ બગાડનારો, પાખંડી, સ્વાર્થનેજ સાધનારો, છળ કરનારો, દ્વેષ કરનારો, મ્હોડે મિઠું બોલનારો અને હૃદયથી ક્રૂરતાવાળો માણસ બિલાડો કહેવાય છે. પારકાંનું દુ:ખ ભાંજનારાં, અને પોતાનાં દુ:ખને કશાં લેખાંમાં નહીં ગણનારાં એવાંજ પ્રાણીઓ મનુષ્યો કહેવાય છે, અને તેઓજ ખુદા તરફનાં સુખો ભોગવવાને અધિકારી થાય છે.

જો ઓર કીસીકી જાન રખે, તો ઉસકીભી હક્ જાન રખે;
જો ઓર કીસીકી આન રખે, તો ઉસકીભી હક આન રખે.
જો હ્યાંકા રેહનેવાલા હુએ, યહ દેલમેં અપને જાન રખે;
યહ નરત ભરતકા નકશા હુએ, ઇસ નકશેકુ પહેચાન રખે.



# દિલાસા પત્ર ૪૪ મો.



Affliction's sons are brothers in distress,
A brother to relieve, how exquisite the bliss!

*R. Burns.*

આંખો ખોઇ બેઠેલો એક આંધળો દુ:ખી જારજાર રડીને કહેવા લાગ્યો, કે અંધાપા જેવું બીજું કોઇ દુ:ખજ નથી. હાથ પગ ભાંગે, કાન બહેરા થાય, દાંતો પડી જાય, આખે શરીરે શૂળ મારે, અગર આ દેહ સડીને કોહી જાય તો તે દુ:ખો ખમાય, મગર મહા બુરો અંધાપો છે! આ રૂદન શંકર નામના આંધળા પુરૂશે કરતાંજ મેં તેના મનનું સમાધાન કરવા ઘણીક દલીલો બતાવી કહ્યું:–શંકર! નખમાં જરા દુ:ખ થાય તો તે પણ ખમી શકાતું નથી એમ કહેવાની માનવી માત્રને ટેવ પડેલી છે. અંધાપામાં જે કેટલાંક પાપો ઓછાં થાય છે, અંધાપામાં જે કેટલાંક દુ:ખો જોવાનાં મળતાં નથી તે દેખતી આંખોવાળાને કરવાં કે દેખવાં પડે છે.

**સીમ્મન** કહે છે, કે એક આંધળા માણસે મને પોતાની એવી હકીકત જણાવી કે, "જ્યાં સૂધી હું આંખે દેખતો હતો ત્યાં સુધી મેં સબુરી કે સંતોષ બીલકુલ દીઠું નો'તું. હવે જ્યારે મેં આંખ ખોઇ છે, ત્યારે મને કાંઇ પણ કોઇનુ• સારૂં જોઇને અદેખા થવાનું, કિંવા નાસબર થવાનું બીલકુલ જણાતું નથી. અને જ્યારે હું દેખતો હતો ત્યારે મેં ગમે એવી સુખી જીંદગી ગુજારી હશે, તે કોઇ પણ સુખી હાલત કરતાં હું હાલની મારી અપંગ હાલત લાખ દરજ્જે સુખી સમજું છું, અને મારી હાલની હાલત બદલાઇને આગલી હાલત મેળવવા હું બીલકુલ રાજી નથી!" જરથોસ્તી શાસ્ત્રમાં કહ્યું છે કે; **દસત ફિરયા તુરનાઃ મૈતીશ વહિશ્તા.** "સંતોષી જીવ સર્વથી સંપૂર્ણ છે." યજસ્ને, હા ૪૨ (૧૫). આંધળાં માણસને કુદ્રતે આંખ નથી આપી તેના બદલામાં જીભને સરસ્વતિ અને મનને યાદદાસ્ત એટલી તો સરસ આપેલી હોય છે કે અપંગપણાનો બદલો ઘણો મોટો વાળી આપેલો કહી શકાય. મી. **હેનરી મોયસ** જોકે બાળપણથી આંધળો થયલો હતો તોપણ તેણે પોતાના બુધ્ધિબળથી યંત્રકળાના પ્રયોગોમાં, સંગીત શાસ્ત્રમાં અને ભાષાઓમાં પ્રવિણ નિવડવામાં હદ કીધી હતી. ભુસ્તર વિદ્યા, ઍાલજીબ્રા ઍાપ્ટીક્સ (optics) ખગોળ વિદ્યા, રસાયણ શાસ્ત્ર વિગેરે વિજ્ઞાનમાં કમાલ કરી હતી. એની માફક આંખના અપંગો જો દુઃખ માનવાને બદલે બીજી ઇંદ્રિઓનો ઉદ્યોગ કરે તો દુઃખ તે સુખમાં ફેરવાઈ ગયા વગર રહે નહીં. કેમકે હરેક ઇનશાનને દુઃખ જરૂરનું છે. કોઇ પણ નસીબ એવાં કઠણ હશેજ નહીં કે જે વખત જાવે સુધરે નહીં. જેમ તોફાન તથા વંટોળ્યો હવાને સાફ કરે છે તથા નાશકારક પલીદીને દફે કરે છે, તેમજ આ જીંદગીમાં જે દુઃખ તથા દિલગીરી આવી પડે છે તેઓ આપણાં પાપી જીગરોને પસ્તાવો કરાવી આપણાં મન તથા દિલને નિર્મળ કરે છે. હરેક દુઃખ પહેલવહેલું જ્યારે આપણી પર આવી પડે છે ત્યારે તો આ વિચાર કદિએ આવવાનો નથી કે થોડા વખતમાં એ દફે થશે. પણ એથી ઉલટું જાણે આપણી ઉપર અગાઉ કોઇ કીસમનું દુઃખ યા દિલગીરી આવીજ ન હોય તથા તે જાણે તદન નવીજ હોય, તથા આગળ જાણે તરેહવાર બેચેનીઓમાંથી હસ્તે મોંઢે તથા ફત્તેહમંદીથી બહાર નિકળ્યાજ ન હોય, તેમ આપણને હરેક કીસમની દિલગીરી પહેલવહેલી જ મુન લાગે છે, અને આપણે મગજની નબળાઇને લીધે એવું માન્યે છિયે કે એમાંથી આપણો છુટકો કદીએ થવાનોજ નથી."

બીજો જાણીતો દાખલો નીકોલાસ **સોન્ડરસનનો** છે. તે ઇ. સ. ૧૬૮૨ માં જન્મ્યો હતો. તે એક વરસની ઉમરે આંધળો થયો હતો! પરંતુ ગણિતશાસ્ત્રમાં તે મોટો ઉસ્તાદ નિવડયો. ન્હાનો હતો ત્યારેજ લાંબા અને મુશકેલ સરવાળા વિગેરે મોં પર તર તર કહેતો હતો. ૧૮ વરસની ઉમરે બીજગણિત અને ભુસ્તર વિદ્યા શિખ્યો હતો. ગણિતનો પ્રોફેસર થયો, રોયલ સોસાયટીનો મેમબર થયો, અને આંધળાંઓ માટે હાથ લગાડીને ગણિત શિખવાની રૂઢી તેણે શોધી. ઉત્તમ પૉલીસ કરેલી વસ્તુ ઉપર હાથ ફેરવીને તેની લૅવલની પણ ચુક તે બતાવી શકતો! પરંતુ તે

પોતાની આંધળી સ્થિતિ ઉપર મુસ્તાક અને સુખી હતો, દુઃખી નોહતો. સબર અને શાંતિ એ બે સંગાથીઓ વિના આંધળાને વિશેષ અકળામણ હોય છે.

સાંજ સમે નવ સૂર્ય ઉગે, ચકવા દુઃખથી કદી જોય વકાસી;
ચાહી ચકોર બકોર કરે પણ, ચંદ દીને નહીં થાય પ્રકાશી.
મિત્ર મિલાપ વિલાપથી થાપન, લાખ પ્રકાર કરે શું ઉદાસી?
માલીક જેમ ચહે ત્યમ થાયજ, સબ્ર ધરો ઇબ્રાહિમ આસી.

વળી બ્લૅક લૉક જેણે માત્ર પાંચજ મહિના દુન્યાંનો ઉજાશ જોયો હતો, અને પાંચ મહિના પછી આંધળો થયો હતો છતાં ગ્રીક, ઇટાલ્યન, અને ફ્રેંચ ભાષાઓ જાણુવા ઉપરાંત એક મહાન કવિ થઇ ગયો; અને હમેશાં પોતાની અપંગ હાલતને આશિર્વાદ દેતો હતો! હે શંકર! સહન કરવાની શકિતવાળો અને હિંમતવાન સ્વભાવ એજ દુઃખી હાલતને મારી હઠાવનાર સરદાર છે. તેથીજ સુખની વૃધ્ધિ થાય છે. ઉલટ, બાયલી અને હિંચકારી પ્રકૃતિવાળાને કમનસીબી અને આફત સૃજેલી છે. એક ડાહ્યો માણુસ કહેતો કે, મેં મારાં બચ્ચાંઓને એકજ શિખામણથી સુખી કર્યાં હતાં, ને તે એજ કે; "કોઇપણ ચીજથી બીશો ના!" ફીકર નહીં કરવાની ટેવ પાડવાથી બીજી ટેવો માફક તે પણ ટેવાઈ જાય છે. ચિંતાનું ખરૂં બાળક કલ્પના છે. કલ્પનાથીજ ભયાનક દેખાવો આપણી આગળ આવીને ખડા થાય છે. કલ્પના ઉપરથી વેહેમ અને શંકા જરા જરામાં ઉત્પન્ન થઇ ચિંતાના દેખાવો આબેહુબજ બનતા આપણુને દેખાય છે, જે ખરા દેખાવો નથી. ઘણાક લોકો એવા હોય છે, કે જે ભય આવીને ખરેખરોજ ઉભો રહ્યો હોય તેને સહેલાઇથી મારી હઠાવવાની શકિત ધરાવે છે, પણુ તે ભયની કલ્પના કરી કરીને તે લોકો મુંઝી મરે છે. ભયના ખ્યાલોજ જો દુર થાય, તો ખરા ભયને તો આપણે કુસ્તીમાં સહેલથી પછાડી શકયે.

ખરૂં સુખ તો ખુદાઇ બક્ષેશ છે, અને તે સર્વ પ્રાણી માટે જોકે સૃજેલું છે, પરંતુ તેનો ખરો લાભ એકલા સાધુ અને સંતોષી પ્રાણીઓજ લે છે. પરંતુ તે દુન્યાઈ સુખ કરોળિયાની જાળ બરાબર છે, તે બોલ બોલતાં તુટી જવાની છે. ખરૂં સુખ તો સીનોઈ છે. દુઃખ માથે પડયું તે ભોગવવું તેમાં કાંઇ બહાદુરી નથી, પરંતુ પડેલાં દુઃખને સબુરીથી વેઠવું એમાં બહાદુરી છે; પરંતુ તેના કરતાં એ વિશેષ બહાદુર તો તે માણુસ છે, કે જે દુઃખને આનંદથી આવકાર આપે છે. ગયલાં દુઃખની યાદ કરી તેનો વિચાર તાજો કર્યા કરવા કરતાં ઈશ્વરનું સ્મરણુ યાદ કરવાથીજ દુઃખ ટળી જશે.

"હો મનવા શ્રી હરી શરણે રહેજે;
અવર ઉપાય નથી કાંઇ બીજો, કૃષ્ણુ કૃષ્ણુ મુખ કહેજે.
અકળ અવિદ્યાની જાળમાં રે, પડીયા પંડિત શૂર;
જ્ઞાનિ વૈરાગી જોગી જતી રે, ચાવી કર્યા ચકચૂર. હો મનવા!

સ્ત્રી એજ મોટી મોહની રે, બીજું સૌ એની હેઠ;
પહોંચેલાને પણ પાડે પલકમાં, છેલી સીડી લગી ઠેઠ. હો મનવા.
જ્ઞાન વૈરાગ્ય ગોઠે નહીં રે, ન ઉપજે હરીશું હેત;
જાય વિવેક વિકલ રહે તન, જ્યારે ચતુરા ચોરે ચિત્ત. હો મનવા.
ઇંદ્ર ચંદ્ર પરાશર મુની રે, એકલ શૃંગી મુન્ય;
શિવ બ્રહ્માદિક ભુલીયા રે, એથી મોટો કોણ અન્ય. હો મનવા.
મન તો ભ્રષ્ટ બધા વિશ્વનું રે, તનથી ન રહેવું સ્ત્રી પાસ;
ધીરાને ચંચળ કરે રે, ઘડીમાં ઘાલે સત્યાનાશ. હો મનવા.
ચતુરાઇ સૌની ચુલે પડી રે, કોઇનું ન ચાલે જોર;
દયા જગતમાં તે બચે, જેનો કર ગ્રહે નંદ કિશોર. હો મનવા.

હેના મૂર જણાવે છે કે, એક વખત જાહેર દુઃખની વેળાએ મારી એક મિત્રણ, ભૂખમરાથી તદન આવી રહેલી એક ગરીબ બિચારી બાઇની મુલાકાતે ગઇ, અને આ સઘળું તે કેવી રીતે ખમતી હતી તે વિષે તેણીને સવાલ કર્યા. જવાબમાં તે દુઃખી સ્ત્રી બોલી કે; "બાઇ સાહેબ, જ્યારે નાતવાની તથા ઉદાસી મારા ઉપર પૂર જોશથી ગલબો કરે છે, ત્યારે તે કીરતારના હાથમાં મારો આત્મા સોંપી હું દિવસમાં બે ત્રણ વાર બંદગી કરૂં છું, અને તેથી મારા જીવને એટલો તો ખુશ કરાર મળે છે, કે હું નવેસરથી સંધું ધીરજથી ખમવાને સામર્થવાન થાઉં છું." ગદાએ દર મૈ આશકો, ગમખાર હઉં તેરા; મદ હોશ–નિશેમેં હઉં, તલબગાર હઉં તેરા! અરે! કેટલાં બધાં લોકો હમેશાં આબાદ અને સુખી હાલતમાં રહેવા છતાં પણ તે સાહેબની કદિ એબાદત કરતાં નથી! હે શંકર! આ પળે પળે પળટાતા સંસારમાં કોણ મરતો નથી અને જન્મતો નથી? ઘણા મરે છે. અને ઘણા જન્મે છે. પણ આ સંસારમાં જન્મ્યો તો તેજ ગણાય છે, કે જે પોતાનું કુટુંબ ગમે એવું નાચાર, હલકું, અને આપત્તિમાં હોય તોએ ધૈર્ય અને હિંમત રાખીને પોતાના વંશમાં વધારે દીપી નિકળે છે. દેન્યલ કહે છે, કે સંકટ સમેજ ખરૂં હીર પરખાય.

"It is not but the tempest that doth show
The seaman's cunning; but the field that tries
The captain's courage; and we come to know
Best what men are, in their worst jeopardies."

હિંમત તારાં હૃદયની જોઇએ. અંદરથી જો તું નાહિંમત હોય અને બહારથી તું હિંમત ધરાવતો હશે, તો ત્હારો ચહેરો તુર્ત ગોહવાઈ પુરી દેશે. જેમકે; એક તનદોરસ્ત માણસના તન પર કાંઈ સહેજ વિકાર પડયો, તો તેની તનદોરસ્તી ઝટ ઝાંખી થઈ જાય છે, અને જે મીસાલે એક આદમીની ખુશાલી પૂર જોશમાં હોય, તો એ તેના ઉપર જરા પણ દિલગીરીનો બોજ પડયો તો ખુશાલીને દાબી નાંખી દિલગીરી બાહેર દીસી આવે છે, તે પ્રમાણે ધારણ કરેલી હિંમત પણ પ્રગટી નિકળે છે. પરંતુ હે

શંકર ! દુઃખના સમયે તો ધારણ કરેલી હિંમત પણ તું રાખજે, નસીબે ગમે તેવો માઠો લેખ મારેલો હોય, તોપણ એક હિંમતવાન અને બુન્યાદ બચ્ચો તેની દરકાર કરતો નથી. તેના જીવની મોટાઇ જીંદગીની જંજાળથી કાંઇ દબાઇ જતી નથી.

એ શંકર ! ત્હારી પાસે તન, મન, કે ધન એમાંનું કોઇપણ સારૂં સાધન હોય, તો તે સાધનનો ઉપયોગ દુઃખીને દિલાસો કરવામાં ખર્ચજે, જેથી ત્હારી ઉપર દુઃખ આવી પડે ત્યારે ત્હારી રોટી ખાઇનેજ ઉછરેલાં નસીબદારો ત્હારે પગલેજ ચાલીને તને સહાય થશે. "જેઓને તે સાહેબે દોલતનું ઉત્તમ ગૌહર બક્ષેલું છે, તેઓ જો ગરીબાઇનાં છુપાં ખુણાં—જ્યાં દિલગીરીનો છાપ પડેલો હોય છે, અને જ્યાં દુઃખના બોજા તળે કચડાતાં, નાતવાનીથી અથવા તો બુઢાપાથી લાઇલાજ થયેલાં માણસો કોઇની પણ દયા અથવા મદદ વગર પડેલાં હોય છે-તેવાં ખુણાંઓની મુલાકાત લે, તો તે દુઃખીયાંઓને કંગાલીયતમાંથી છોડાવવામાં તે કીરતારની કરમ બક્ષસનો કેવી રીતે લાયક ઉપયોગ કરવો તેની સમજ તેઓને આવે. ફકત જો તેઓ એક મોટાં કુટુંબનાં નાનાં ભુલકાંઓને એક દુઃખી અને લાચારીમાં આવી પડેલી માતાની આસપાસ રોટીને માટે પોકારતાં જોય, અને તે ગરીબીના દોર નીચે દબાયેલી માતાને તંગીથી સોહરાયેલી, ફીક્કી, અને મોઢાં ઉપર કંગાલીયતના દયા ઉપજાવવા જોગ છાપ સાથે પોતાનાં વાહલાં બુચાંઓને ફકત ખાલી બોલોથીજ પતાવતી અને હિંમત આપતી તેઓ જોય, તો તેણીને મદદ કરવાના શુભ કામમાં પોતાનો પૈસો વાપરવાને તેઓનું મન ખરેજ લલચાય !" ગરીબોને કંઇજ નહીં તો મિઠા બોલોથી તેમના ચિરાયલા ઘાને રૂઝ લાવવાનો મલમ તે ત્હારો દિલબરી ભરેલો દિલાસો છે. તેજ ગરીબો કોઇવાર તનેજ તેવી દિલબરી બતાવશે. કેમકે, પરવરદેગાર ગરીબ અને કંગાલ ઝુપડીમાંથી પણ એવાં રત્નો પેદા કરે છે, કે જે રત્નો પોતાના જાતભાઇ ગરીબોનાં અનેક કલ્યાણ કરી શકે છે. સેલ્ફર્ડ પરગણાંમાંથી પાર્લામેંટમાં બિરાજતા એક એમ. પી. નામે **જોસફ. બ્રધરટને** "દશ કલાકજ મજુરી કરાવવા"ના બીલની દરખાસ્ત વેળાએ ભાષણ કરતાં અંતરની લાગણીથી કરૂણારસિક ભાષામાં મજુરો ઉપર પડતી હાડમારી કહી સંભળાવી; એટલુંજ નહીં પણ પોતે ખુદ રૂની એક મીલમાં મજુર હતો ત્યારે કેટલી થાક ચઢતી ને કેટલી મુશીબતો પડતી હતી તે કહી સંભળાવી જણાવ્યું, કે હું મજુર હતો ત્યારેજ મેં વિચાર કરી રાખ્યો હતો, કે જો મને ખુદા તોફીયત બક્ષે, તો હું આ બાબત ઉપાડી લઇ ભાઇબંધ મજુરોનાં દુઃખો કમી કરાઉં. આ સાંભળી સર જેમ્સ **ગ્રાહામ** ઉઠીને તુર્તજ પોકાર્યા, કે મી. બ્રધરટન એક મજુર ઉપરથી મેમબર થયા છે, એમ મેં હમણાંજ જાણ્યું; એક મજુર જેવી હલકી પદ્િ ઉપરથી પાર્લામેંટના મેમબર થવા માટે તેઓએ મગરૂર થવું જોઇએ, અને માનદાયક તેઓને એ છે, કે આવી હલકી મજુરી ઉપરથી ઉમરાવોની સાથે ખભે ખભું લગાડીને તેઓ બેસવાને ભાગ્યશાળિ થઇ પોતાના મજુર વર્ગનાં દુઃખ ઓછાં કરાવવાની ફરજ વિચારે

છે. ધરો એટલોજ લેવો, કે ગરીબને તેની પડતીમાં જે મદદ આપી હોય છે, તેવી મદદ બીજાને કરવા જેટલો એક ગરીબ તત્પર રહે છે તેટલો માલેતોજાર રહેતો નથી. હે શંકર ! જે તે સ્થિતિમાં જે કામ ત્હારે કરવું જોઇએ તે કરીશ નહીં, તો પછી તે સ્થિતિ બદલાયા પછી તને જે કરવું જોઇતું હતું તે નહીં કીધાનો પસ્તાવો ને દુઃખ વિશેષ થશે.

"છિન છિન ઉમર વીત હી જાવે, ગાફિલ હોકર સોવે કયોં ?
બાલ અવસ્થા ગઇ જુવાંની, વૃદ્ધ ભયા હુણ રોવે કયોં ?
અંત સમય કુછપણ નહિ આવે, ધર્મ અપના ખોવે કયોં ?
મરના હૈ રઘુવીરદાસ તો, ફિર ઇતના ઘર ઢોવે કયોં ?"



# દિલાસા પત્ર ૪૫ મો.

"The idea of her life shall sweetly creep
Into his study of imagination;
And every lovely organ of her life
Shall come apparell'd in more precious habit,
Into the eye and prospect of his soul,
Than when she lived indeed."

*Shakspeare.*

રે દીકરાં દીકરીઓ ! આ મોત થકી તમે એટલાં બધાં ગાફેલ કેમ થઈ ગયાં ? ખચીત, તમારી જીંદગીમાં આ પહેલોજ દેખાવ તમારે જોવો પડે છે, માટેજ આ ભયંકર બનાવ તમોને ભડકાવી મારે છે. "હમો કયારે સુખો ભોગવીશું !" એ એક જાતનું તમારૂં ગંભીર રૂદન છે. પણ સુખોની તરેહવાર જાતો છે, ને તે તરેહવાર અવગુણોથી ભરપુર છે. તમે રાજા પાદશાહોના જેવાં સુખો માગો છો, પણ તેવાં નીચ સુખોથી સો ગાઉ દુર રહેવાજ માગશો, જયારે તમે તવારીખ સમજશો. અરે તે અશો મરનાર! તે જમનાં મોતે મુઓ, તેને ટીકી ટીકી શું જુઓ છો ? જેનું નિર્માણ થયલું સ્વરૂપ બદલાય છે તે માટે આપણે શા સારૂ રડવું જોઇએ ? તે પવિત્ર શાંતિમય ઉંઘ કે જેને અફસોસ કે ચિંતા કે રૂદન કાંઇએ અસર કરી શકતાં નથી, તેમાંથી તેને જગાડવાની મિથ્યા કોશેશ કરવી વાજબી છે ? શું તે સાહેબનો હુકમ આપણે ઉઠાવી શકયે નહીં, કે જેણે કબર ખોદાવી રાખી છે, અને દુઃખ નિંદ્રામાં પડેલાંઓને સુખ નિંદ્રામાં જાગૃતિ આપી છે ? શું તેજ

જગાએ થોડાજ વખતમાં આપણ રડનારાં કુટનારાં વહેલાં જવાનાં નથી? ત્યારે શોક કરવાનો વખત આપણે કયાં સુધી લંબાવીશું? Death meets us everywhere. સઘળું ગયલું પાછું મળે, મુવાં મા બાપ પાછાં નહીં મળે. સઘળું મળે, ન મળે એક મા ને બાપ.

રે યાર! તું હુશિયાર થઈ, આ વાર વિનતી ધારજે;
ફરજે નહીં બેફીકર મરવું જીગરથી સંભારજે.
જાણેછ જુઠી જગત તો, માનેછ સુખ શા કારણે?
ડર કર જબર નર બેખબર, જવું છે કબરને બારણે.

પ્લુટાર્ક કહે છે તેમ "મરનાર માટેની આપણી મહોબતની નિશાનીઓ તેને માટે શોક કરવામાં સમાયલી નથી, પણ તેની કીર્તિને માન આપવામાં સમાયલી છે. કારણ કે, એક ભલા નેક મરનાર માટે શોકની કવિતાઓ છાજતી નથી, પણ સ્તુતિની કવિતાઓ છાજતી છે. તેનાં મરણથી આપણને ગયલી ખોટની લાગણી આપણે શોક કરવા કરતાં ભલી માનભરી યાદથી જાળવવી જોઇએ, અને દેવતાઓને દિલગીરીનાં આંસુઓને બદલે ખુશીનાં પહેલાં પરિણામો અર્પણ કરવાં જોઇએ. કારણ કે જે મરનારે આપણ માણસો વચ્ચે રહેવાનું બંધ કીધું છે તે હવે ઇશ્વરી રોશનીમાં ભાગ લેનારો થાય છે." "મોત ઉપરની વાએજ" વાંચવાથી આની ખાત્રી થશે. રાજા પાદશાહો દુ:ખી થાય છે, અને શહેનશાતો પડી ભાંગે છે, તો આપણા શું આશરા? **માર્કસ ઓરેલ્યસ** જેવો મહાન રોમન શેહેનશાહ, અને મહાન ઇશ્વર શોધક ગાદીએ બેઠો ત્યારથી પુછી પુછીને દુ:ખો પડયાં. તેની રાણી **ફોસ્ટીનાને** પેટે મોટો વંશવેલો થયો હતો. તેની પાદશાહીના પહેલાંજ વરસમાં તેની બાયડીએ જોડ બચ્ચાંનો જન્મ આપ્યો, જેમાંનું એક બાળક જીવવા પામ્યું. તે પાપી અને ધિક્કારવા જોગ બાળક નિવડયું, જે પાછળથી શેહેનશાહ **કોમોદસ** થયો. આ બાળકનું અવર પગલું હતું, અને રોમન શેહેનશાત પડી ભાંગવાની તે આગાહી આપનારૂં અશુભ ઘડીનું હતું. જેથી આ શાંત શહેનશાત વિનાશને પામી. ટાઇબર નદીમાં ભારે રેલ આવી, અને રોમ શહેરના મોહોલ્લા ને મોહોલ્લા તારાજ થયા. જાનવરો નાશ પામ્યાં, ને પાકની ખરાબી થઇ ખેતરો સફા થઈ ગયાં, જેથી મોટો દુષ્કાળ ફેલાયો. શાહ અને શેહેનશાત ઉપર ભારે આફત વરસી, પણ તે ધૈર્ય હાર્યો નહીં. એવામાં ધર્તીકંપ ભારે થઇ લાગ્યો, અને અધુરાંમાં પુરૂં શહેરે શહેર આગો લાગી. એટલી આફત બસ ન હોય તેમ જીઆંગાર જંતુઓએ મરકી ફેલાવી. તોએ રાજા હારી બેઠો નહીં. એ વિપત્તિઓનું સમાધાન કરે નહીં એટલામાં લડાઇઓ જાગી. પાર્થીઅનોએ **વોલોગેઝીઝ** રાજાના વડપણ હેઠળ રોમન લશકરને તારાજ કર્યું, અને સીરીયાનો મુલક ખેડાણ વેરાંન કરી નાંખ્યો! કાટી લોકોએ જર્મનીમાં જંગ જગાડયાના, અને બ્રિટનોએ તરવાર ઉઠાવ્યાના ભયભિત સમાચાર શેહેનશાહને મળ્યા. આ રીતે ગાદીએ બેઠો ત્યારથી તે

મુવો ત્યાર સુધી દુઃખે દુઃખે કાયર થઈ જવા છતાં તેની શાન્તિ ને ધિરજ કાયમ હતી. માટે એ દીકરાંઓ !

ગર ગઝન્દત રસદ ઝ ખલ્ક–મરન્જ; કે ન રાહત રસદ ઝ ખલ્ક ન રન્જ.
અઝ ખુદા દાન ખેલાફે દુશમન વ દુસ્ત; કે દીલે હરદુ દર તસરરૂફે ઉસ્ત.
ગરચે તીર અઝ કમાન હમી ગુઝરદ; અઝ કમાનદાર બીનદ અહલે ખેરદ.

જો તમોને લોકો તરફથી દુઃખ આવી પડતાં હોય, તોપણ રંજીદા થતાં નહીં. કારણ કે રન્જ કે રાહત કાંઇ માણસ તરફથી આવતાં નથી. તમારા દોસ્ત કે દુશમનોની ઇતરાજી પણ ખુદા તરફથીજ આવે છે એમ જાણજો. કારણ કે બેઉનાં દીલ ખુદાનાજ હાથમાં છે. જોકે તીર છુટે છે કમાનમાંથી, છતાં ડાહ્યાં માણસો કહે છે કે તીર ફલાણા તીરઅંદાઝે છોડયો ! અએ બેટીઓ ! સ્ત્રી જાતનો સ્વભાવ ધીરજ રાખવાને રચાયલો છે. ધીરજ એ એક રમણીનો સર્વથી મોટો ગુણ છે. ધીરજનો સ્ત્રીઓ બાલ્યાવસ્થાથીજ અભ્યાસ કરે છે. આ ભયાનક સંસારના નાના પ્રકારના શોકમાં, દુઃખમાં, પીડામાં, અને ભયાનક ઉદ્વેગમાં નારી ધીરજને ધારણ કરીને સંસારનાં કાર્યનો નિર્વાહ કરે છે. કોટી વિઘ્ન સંકટ વિકટ, કોટી શત્રુ જન સાથ; તુલશી બલ નહીં કરી શકે, જો સંતુષ્ટ રઘુનાથ. અસહ્ય શોકથી હૃદય દબાઇ જતું હોય, તોપણ તે છુપાવી હસ્તે મુખે સ્વામીની સેવા કરે છે. અતિ દુઃખને પણ તુચ્છ ગણી સ્નેહમયી માતા ઘણી મહેનતે સંતાનનું લાલન પાલન કરે છે. પ્રાચીન-કાળમાં તપસ્વીઓ ઈંદ્રિય સુખને તુચ્છ ગણી આનંદથી હજારો દુઃખ સહન કરતા હતા. પરંતુ જ્યારે સંસારની તરફ નજર કર્યે છિયે ત્યારે જણાય છે, કે પ્રેમમયી સ્ત્રી હજારો દુઃખ, હજારો અપમાન સહન કરીને પણ પતિના પ્રત્યે એક નિષ્ઠાવાળી રહે છે. માયાળુ માતા દુઃખ, દારિદ્રય, વિગેરે સંસારના અસંખ્ય અને અસહ્ય દુઃખ ઉમંગથી સહન કરી બાળકોનું લાલન પાલન કરતી જોવામાં આવે છે. સંસારમાં ગ્રહિણીઓની સહનશીલતા જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

તમે તમારાં માબાપ હજારો વરસો જીવે એવાં નવાઇ જેવાં સુખો માગો છો. આગલા વખતમાં માણસોને સુખ કેવું જોઈતું હતું? અસલ રોમ ને ગ્રોસમાં એક એક ઉમરાવને ત્યાં એક એક હજાર ગુલામો રાખે તોજ સુખ મળતું. તે ગુલામો ઉપર જફા પડે તોજ સુખ મળતું. તેઓ આળસુ, અભણ, અનીતિમાં રહેલા ભલા એમ ગણવામાં આવતું. ગુલામો જરા ફસ ફસ વાતો કરતા સંભળાય, થાંસો થાય, કે છીંક આવે તો ભારે જેરબનના માર મારવામાં આવતા. શેઠો જમે ત્યારે મુગા, હાલ્યા ચાલ્યા વગર, ભુખ્યાં પુતળાં માફક ઉભા રહેનારા ગુલામોથી શેઠોને સુખ મળતું. એક વાર એમ્પરર ઓગસ્તસ, વેદીઅસ પોલ્યોને ત્યાં ખાંણા ઉપર બેઠેલા હતા તેવામાં એક ગુલામના હાથમાંથી એક કાચનો વાટકો પડીને ભાંગી ગયો, તેટલાંજ ખાતર તેને માંછલીની તળાવડીમાં નાંખવામાં આવ્યો ! માણુસ જાતને આવાં દુઃખ પાડવામાં અસલી રોમનો સુખ માનતા ! શું તમો પણ એવાં નવાઈ

જેવાં સુખો માગો છો? જેનું હોય તેનું તેને ભોગવવા દો. ખુદાનું ખુદાને કરવા દો. કુદ્રતનું કુદ્રતને બજાવવા દો. એક માળણ કહે છે કે હું ખરી બામદાદ ૪ વાગે ફુલ એકઠાં કરવા બાગમાં ગઇ, પણ મારી સાડીનો છેડો કાંટાઓની વચ્ચે ગુંથાઈ ગયો. વિણીને કાઢું કાઢું પણ જેટલાં ને તેટલાં. નીઠતાં નીઠે નહીં. તેવામાં ખુણા-માંથી બુલબુલો નિકળી આવ્યાં, અને પેલા કાંટાને કહેવા લાગ્યાં; અરે! આ લુચ્ચી માળણ હમારો ચોર છે. એને જવા દેશો ના. એ ગોલાબનાં ફુલના માલેક હમો છિયે. કાંટાઓ કહેવા લાગ્યા; માટેજ તો હમોએ એને પકડી રાખી છે. તમારી કાયા જૂઓ. તમારાં માત પિતાની કાયા કેવી હતી? શું પેલા કાંટા કરતાં કાંઈ ચઢયાતું તત્વ તમોને કુદ્રતે આપ્યું છે?

માતા પિતાનો ભોગ, જોગ વીરજ બંધાયું;
રૂધીર માંસ ને હાડ, શરીર તેનું સંધાયું;
નસા જાળ નખ વાળ, સંગ લઈ સાંધા મેળ્યા;
પંચ ભુતના ભાગ, લાગ ભમવાને ભેળ્યા;
મમતા માયા અહંકાર અતી, વાયુ રૂપ કોઈક વસ્યો;
શામળ જળ પરપોટો જથા, કહો ગરવ તેનો કશો?

જો તમો નિરાંત ચાહતાં હોવો, તો એખલા ને અટુલા રહેજો. કારણ, જ્યારે તમો જંગલની અંદર કાંટાની ઝાડીમાં નાગાં નાગાં ચાલી જશો, તો પેલા કાંટા તમારી રગલીનો છેડો પકડી શકશે નહીં. અરે તે કાંટા સંસારના છે. તે કાંટાની ઝાડીમાં વિંટળાશો નહીં. અલગ અલગ તમારે માર્ગે તમે ચાલ્યાં જશો, તો માત પિતા વિના પણ તમારૂં રક્ષણ તે સાહેબ કરશે. જેમ ભરેલાં પેટને કંઈ ભૂખ્યાંની કદર હોતી નથી, તેમ તમોને નિરાધાર બાળકો જે છત્ર વિનાના જંગલમાં ટાઢ તડકો વેઠે છે તેમની તમોને ખબર નથી. માત પિતા પણ તમારા ગુજારા પુરતું મેલી ગયાં છે તેટલાંથી સબુરી સમજો. પૈસાંની હદ જો લાખ ઉપરજ હતે, ને અબજ કે આધ જેવું જો ન હોત તો દુન્યાં જ શાએ ઘશાતે, પરંતુ જર–જમીન–ને જોરૂ એ ત્રણની હદ ન હોવાથી ગમે એવો ધરાયલો માણસ પણ અસંતોષથી પોતાને દુઃખીજ માનવાનો.

## બીજાંનુ જોઇને જીવ ઠેરવો.

ભાઉ સિંધ્યા જેવા દિવાન શ્રી. કૈ. ખંડેરાવ મહારાજની કારકીર્દિમાં એક રાજા જેટલી હકુમત ભોગવતો હતો. તે ભરચક ચઢતીના વખતમાંજ શ્રી. કૈ. મલ્લાહરાવ મહારાજની નવીન કારકીર્દિ જેવી શરૂ થઈ, કે તુર્તુંજ હાથે પગે બેડી સાથે બજારના કચરા વાળવાની અને ગટરોમાં ઉતરવાની સ્થિતિને પામ્યો. તેનું દુઃખ કેવું હશે! એકવાર હાઇ કોર્ટના એક હિંદુ ચીફ જસ્ટીસને પડતીના વખતે બ્રીટીશ હાઇ કોર્ટમાં સંપાદઓને બેસવાના બાંક ઉપર ઓશિયાળી હાલતમાં કેટલાક દિવસો વેર બેસવું પડયું. તેની વિપત્તિ કેવી હશે! શાદી ગમી, પડતી ચઢતી સર્વ સાથે સાથેજ રહે છે. એદવર્ડ પાદશાહ ગુજર્યાં તેની એક ગમથી ઇંગ્લંડમાં માહેતમ ચાલી, ને તેજ

વખતે જયોર્જ ગાદીએ આવ્યાનાં વાજાં વાગ્યાં. મરહુમ દયાળુ નિઝામ મરી ગયા ત્યારે હૈદ્રાબાદની રૈયતે ભારે માહતમ પાળી, કે આવો ખુદાઈ નર ફરી થવાનો નહીં ! ને બીજે દહાડે દીકરો નિઝામ થયો ત્યારે લોકોએ નિઝામ ઘણું જીવોના સગન પાળ્યા, ને વાજાં ઢોલ વગડાવ્યાં ! દુઃખના વખતે વૈરાગ ઉત્પન્ન થાય, ને પાંચ દહાડા પસાર થાય, કે સન્યાસી થવાનું તો બાજુએ રહ્યું, પણ આગળના કરતાં એવડાં ત્રેવડાં કુંડાં કપટ કરે, એવી લોક સ્થિતિ જોઇ છે. બહારના દેખાવનું સુખ તે ખરૂં સુખ નથી. મુંબઈના માજી શેરીફ દ્વારકાંદાસ ધરમસી જ્યારે ૫-૬ મોટર ગાડીઓ, ને ૧૦-૧૨ ઘોડા રાખી મહેલમાં વૈભવ ભોગવતો હતો, ત્યારે લોકો તેને બહુ સુખી લેખતાં અને દ્વારકાંદાસ પોતે તો અંતરમાં તેજ સમયે દુઃખી હતો. જે સહવારે તેની સુખી જીંદગી અદેખાઈ ઉત્પન્ન કરે એવી જણાતી, તે સ્થિતિ સાંજ પડવાના પલકારામાં તેણે કરેલા અપઘાત અને તેની સાથે જોડાયલા નાખુશ સંજોગોથી દયા કિંવા હેફ ઉત્પન્ન કરનારી થઇ પડી. મી૦ ચુનીલાલ સરૈયાનું નાટકી મોત ચડતી પડતીનો ઉત્તમ પાઠ શિખવ્યા વગર ચુપ ચુપ થયું નથી. માટે સમજો ભાઇએ.

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં, સુખ દુઃખ સરખાં માની લઇએ;
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહિએ.
પીંપલ પાન ખરંતી, હસ્તી કુંપલીઆં;
મુજ બીતી તુંજ બીતસે, ધીરેરે બાપુળીઆં.
નહિ જેવી ને તેવી નિત્ય કોઇની નભતી જોઇએ;
દસાના ઢંગ, રૂતુના રંગ, જેવા દેખી લઈએ.
કદી મહેલ તો માળીયાં કોમળ છપ્પર ખાત;
કોઇ દીન એવો આવશે, ભૂખ્યાં ન મળે ભાત.
સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઈએ.

જેમ ખેતરમાં જુવાર, બાજરી, ઘઊં, કે ભાતનો પાક થાય તે ઉતારી લેવામા આવે ને પાછો બીજે વરસે તેજ પાક પાકે, તેમ ઇનશાંનો દુનિયાંના ખેતરમ જુવારના કણસલાં જેવાં છે. એક ફાલ આવે ને ઉતરે. જુવાર બાજરીની વર્ષોવર્ષ ફાલ આવે ને ઊતરે. માનવીઓની ફાલ કેટલાંક વરસો સુધી આવે ને ઉતરે. તેજ પ્રમાણે જુદાં જુદાં શહેરોની ફાલ આવે ને ઉતરે. જુદા જુદા ખંડોની ફાલ આવે ને ઉતરે. ના—એટલુંજ નહીં પણ જુદી જુદી દુન્યાંઓની પણ ફાલ આવે છે ને ઉતરે છે. જ્યારે જીંદગી એવીજ છે, તો માણસ તેને એટલો બધો શા માટે ચાહે છે? એવું છે, તો દમ રાખવા શા માટે એટલો તે લોભી થાય છે? તમો બચ્ચાંઓ ફીકર કરો છો, કે કાકા મામાઓ હમારૂં લુટી લેશે. ફુઇઓ ને માસીઓ હમોને કયારે રઝળ્યે,

ક્યારે મર્યે એવી વાટ જોશે. ત્યારે હમારૂં શું થશે! તમારૂં કંઈ થવાનું નથી. જેઓ તમારૂં ભુંડું ચિન્તશે તેમનુંજ ભુંડું થશે. કાગડાને શ્રાપે ઢોર ન મરે. કાગને કહે ઢાંઢાં ન પડે. તમારે કોઇને શ્રાપ દેવોજ નહીં, ભલે તેઓ નઠારી વાંણી ઉચ્ચારે. શ્રાપ આપનારને સામો શ્રાપ આપવો, અને ગુરૂ શિક્ષા કરે તેમને સામી શિક્ષા કરવી, એવું થાય તો પ્રાણીઓનો વિનાશ થાય અને અધર્મ વધી જાય.

ગર યકીરા તુ કામરાન બીની, દીગરીરા દીલ અઝ મુજાહે દેહ રીશ;
રૂઝકી ચન્દ બાશ તા બોખુરદ, મ ઝે સરે ખયાલ અનદીશ.
ફરકે શાહી વ બંદગી બરખાસ્ત, ચું કઝાઇ નબેશતેહ આયદ પીશ;
ગર કસી ખાકે મુરદેહ બાઝ કુનદ, નશેનાશદ તવાંનગર અઝ દરવીશ.

દુન્યામાં જો એક માણસ ફતેહમંદ માલમ પડશે, તો બીજો મહેનતથી રંજીદ થયલો જણાશે. થોડાજ દિવસ થોભશો તો તમને દેખાશે કે એક પ્રપંચીનું ભેજું થોડાજ વખતમાં ધુળથી ખવાઇ જશે. જ્યારે કઝા એટલે મોતનો હુકમ છુટશે ત્યારે ગરીબ કે શ્રીમંતનો કાંઇ તફાવત રહેશે નહીં. જો કોઇ મુરદાંઓની રાખ સજીવન કરે, તો તેને ગરીબ કે તવાંગરનો કાંઈ ફરક દેખાશે નહીં. હે બાળાંઓ! હિંમત રાખો. હિંમતે મર્દ તો મદદે ખુદા. તમે સદાચરણ રાખો તમારી વર્તણુક શુધ્ધ રાખશો તો તમોને કાંઈએ નડવાનું નથી. સદાચારથી આયુષ્ય વધે છે. સદાચારથી લક્ષ્મી વધે છે. સદાચારથી પુરૂષની આ લોક અને પરલોકમાં કીર્તિ વધે છે.

**ટેનીસને** કહ્યું છે, કે

"That which we are, we are.
One equal temper of heroic hearts,
Made weak by time and fate, but strong in will
To strive, to seek, to find, and not to yield."

સુભાષિત વાણી વિવિધ પ્રકારના કલ્યાણને આપનારી છે. અને તેજ વાણી નઠારી હોય તો તે અનર્થને ઉપજાવનારી થાય છે.

કર દીલકે આઇનેકે તંઈ સાફ એક બાર,
કરફે કુલુબ દિલપે કિયા અપને આશકાર.
જબપે એકને અજલકે કિયા આન કર ગુઝાર,
કામ આઈ રોશની ન કરાંમતકી બહાર;
કામીલ ફકીર ખલ્કમેં કહેલાકે મર ગયા.



# દિલાસા પત્ર ૪૬ મો.

"Peace, peace! he is not dead, he doth not sleep!
He hath awakened from the dream of life.
'Tis we who, lost in stormy visions, keep
With phantoms an unprofitable strife,
He has outsoared the shadows of our night."

હે બીબી! તમે મોતને ઘણું મોટપણુ નહીં આપો. આ જીંદગી તો એક મોટું સ્વપ્નું છે. આપણાં મુળ વતનમાં આપણે ખરૂં જીવન ગાળ્યે છિયે, અને ત્યાં જે ઉંઘ આવેલી છે, તે થોડી પળની ઉંઘ છતાં આપણને ૫૦–૭૫ વરસ જેટલું આ જીવન લાગે છે. મરવાથી એટલુ થાય છે, કે તે સ્વપ્નો ખલાસ થવાથી આપણે જાગી ઉઠયે છિયે. આપણુ અકેકાં માણુસની તો કુલે ખલકત અને મહાન સૃષ્ટિ રચનામાં કાંઇજ ગણુત્રિ નથી તો નથી, પણુ આપણી આ પૃથ્વની પણ તે મહાન રચનામાં કશીએ ગણુત્રિ નથી. મહમદ પેગમબર સાહેબ વીશે જે કથા કહેવાયલી છે, તે બીબી સાબ સાંભળો. મહમદ પેગંબર સાહેબને જ્યારે ખુદાની મુલાકાતનું ફીરસ્તાઓ આમંત્રણુ લાવ્યા, ત્યારે તેવણુ સાતમે આશમાને જવા સારૂ ફીરસ્તાઓ સાથે કુચ કરવા લાગ્યા. જુદાં જુદાં ભુવનોના મનોરંજક દેખાવો જોઇ પેગંબર ખુદાની ખુદાવંદી માટે અજાયબ થવા લાગ્યા. એવામાં એક ભુવન ઉપર જોયું તો અબજો અબજ ઉંટો પોતાની પીઠ ઉપર બબે સંદુકો લાધીને હારબંધ ચાલ્યાં જતાં હતાં. મહમદે ફરેસ્તાઓને પુછયું, કે પરવરદેગારનો આ શું ખેલ છે! ફરેસ્તાઓએ જણાવ્યું, કે લાખો લાખ વરસોથી એજ પ્રમાણે ઉંટો ચાલ્યાં જાય છે, પણ તેનો ભેદ અલ્લાતાલાએ હજુ કોઇને કહ્યો નથી. માટે તે ભેદ અલ્લાતાલાથી તમે જાણવા માગજો. જ્યારે ખુદાતાલાની મુલાકાત થઈ ત્યારે અલ્લાતાલાએ મહમદ સાહેબને પુછયું કે; "કેમ મારી ખુદાવંદી પસંદ પડી?" મહમદઃ—"હે પરવરદેગાર! ત્હારી કુદ્રત જોઇ હું તો છકક થઇ રહ્યો છું, મગર પાંચમા આકાશ ઉપર ઉંટની અલગાર ચાલી જાય છે એ શું છે?" પરવરદેગારે સ્મિત હાસ્ય કરીને કુંચીઓનો એક મસ મોટો ઝુમખો મહમદને આપી વિદાય કરતાં જણાવ્યું, કે એકાદ ઉંટને અટકાવીને તેના ઉપરની પેટીનું તાળું આ કુંચીથી ઉંઘાડજો, ને બીજાં તાળાં પણુ ખોલીને જો જો. આ પ્રમાણે જ્યારે મહમદ સાહેબ પાછા ફર્યા ત્યારે પાંચમા આશમાન ઉપર આવતાં પેલાં ઉંટની અલગાર લાગી હતી ત્યાં આવ્યા. ફરેસ્તાની મદદ વડે એક ઉંટને અટકાવી તે ઉપરથી એક સંદુક ઉતારીને તેનું તાળું ઉંઘાડયું. અંદર જુએ છે તો લાખો લાખ ઇંડાં માલમ પડયાં. તે દરેક ઇંડાં ઉપર વળી તાળું મારેલું હતું, જેથી તે તાળું ઉંઘાડતાં લાખો લાખ

ખસખસના દાણા નિકળી પડયા, જે દરેક દાણા ઉપર વળી એકેક તાળું મારેલું હતું. માત્ર એકજ દાણાનું તાળું ખોલતાં એક મોટું શહેર નજર આવ્યું, જેમાં નદિ નાળાં, પહાડો ને પર્વતો ધુમી રહેલાં હતાં. તે શહેરમાં ફરતાં ફરતાં એક તળાવની પાળ ઉપર જુદાંજ શરીરના હજારો વરસના ડોસાઓ બેસીને વાતો કરતા જણાયા. તેઓની આંખો પેટ આગળ; ચાર ચાર પગો, આઠ આઠ હાથો, અને શીકલ પણ જુદીજ હતી. તેઓની પછવાડે જીબ્રાયલ ફીરેસ્તા સાથે મહમદ ઉભા રહીને તેમની વાતો સાંભળવા લાગ્યા. એક ડોસો કંઈ કુદ્રતની તારીફ કરવા લાગ્યો, બીજો કાંઇ બોલ્યો. પણ ઘણોજ ઘરડો દેખાતો ડોસો બોલ્યો:--"અલ્લાતાલાની કરાંમતની શું વાત કહું! મારા વડવાઓથી મેં સાંભળ્યું છે, કે અલ્લાતાલાએ એક દુન્યાં એવી પણ બનાવી છે, કે પાણી પર મટ્ટી પાંથરીને તેને ઉભી રાખી છે! આહા! ત્યાંના સુખ, આનંદ, મોજ મજા, વૈભવ, હર્ષ, ખુશાલી, નિવૃત્તિ, ક્ષેમ કુશળ, ઉલ્લાસ, પ્રીતિ, પ્રમોદ, રમત ગમત, ભોગ વિલાસ, મોજ ક્રોડા, એશ આરામ, વિષયાનુરાગ, ચેનબાજી, અને અમન ચમનની કાંઇ તારીફ કહી શકાતી નથી. ત્યાં લક્ષ્મિ દેવી, માયા દેવી, સરસ્વતી દેવી, અને વિષયરસ દેવીઓની એવી તો ઉ-તમ મજા ચાખવાની મળે છે, કે ફરેસ્તાઓ પણ સ્વર્ગ છોડીને તે દુન્યામાંજ જઇ રહેવા ખુશી થાય છે. આદમ અને ઇવે પણ ખુદાતાલાની દરઘામાં રહેવા કરતાં તેજ દુન્યામાં રહેવાનું માગી લીધું હતું. આવી અપરંપાર ક્રીડાભૂમિ છતાં, ત્યાંના લોકો એટલાં તો નગુણા, અણ ઉપકારી, નાસમર, અને અસંતોષી છે, કે અફસોસ છુટે છે, આટલાં સુખો છતાં ત્યાંના લોકો તેને દુ:ખી દુન્યાં કહે છે! તેમનાથી જરા નખમાં થયલું દુ:ખ પણ ખમી શકાતું નથી. હેફ પડજો એવા અલ્લાતાલાની ન્યાંમતનો ધિક્કાર કરનારાઓ ઉપર, કે ઢગલાબંધ સુખોમાં એક રાઈ જેટલું દુ:ખ પણ તેઓ મોટું માનીને તે દુન્યાંથી છુટવા માગે છે! અરેરે! તેઓ જો આપણી દુન્યાં ઉપરના દુ:ખોના પહાડો જુએ, તો કદિ પણ પોતાની દુન્યાં છોડવા નહીં માંગે. આપણે ત્યાં ઢગલાબંધ દુ:ખોમાં રાઇના દાણા જેટલુંજ સુખ સમાયલું હોવા છતાં આપણે હજાર વરસ જીવવા છતાં, વધારે જીવવા માગ્યે છિયે, ને ત્યાંના લોકોની આવી સુખી જીંદગી માત્ર ૧૦૦ વરસની છે, તોપણ તેટલાંથી કંટાળી જાય છે! કેવાં લાડકાં છાલકાં, નાહિંમત, અસંતોષી, અને અજ્ઞાન લોકો હશે! લ્યાનત હોજો આવાં લોકો ઉપર!" મહમદ સાહેબે આ ભાષણ સમજીને પસ્તાવો કીધો, કે ખરેખાત આ વાત આપણી દુન્યાંના લોકો ઉપર લાગુ કરવામાં આવી છે, અને હું ત્યાં જઇને મારા અનુયાયીઓને ખાસ ફરમાન કરીશ, કે "હે લોકો! દુ:ખ દુ:ખ શું કરો છો? તમારા જેવી સુખી ને આનંદી દુન્યાં કોઈ નથી. બીજી પરાધો પરાધ દુન્યાંના લોકોના દુ:ખોના ડુંગર આગળ તમારાં કહેવાતાં દુ:ખોની તો કાંઇ ગણત્રિજ નથી!"

કેટલાંએક લોકો જીવવું શું છે તે જાણ્યા વગર મરવું શું ચીજ છે તે સારી પેઠે જાણી ગયાં છે. બીજાં કેટલાંએકો ભર જુવાનીના કૌવતમાં મોતના ભાર હેઠળ

નમીને દબાઈ ગયાં છે. સઉથી મગરૂર નાસ્તિકો તથા સઉથી અજાણ્યા મુર્ખાં પણ મોતના દ્વારમાં ઘસડાઇ ગયા છે. કીયું માણસ હાલ દુન્યાંની સપાટી ઉપર જીવે છે, કે જે મોત નહીં જોશે! મોતનું તેડું કોનાથી ના પડાય? કુદ્રતની અંદર કાંઇએ એવી દવા નથી અને કાંઇએ એવા ઉપાયો નથી માલમ પડયા, કે જેથી આ ભય ભરેલા દુશમનની સામે હરકોઇ પણ થઇ શકે. મખમલની સપાટ પહેરવાથી નજલો થતો બંધ પડે એવું કાંઇ નથી. સોનાની વિંટી પહેર્યાથી આંગળી ઉપર નખછ્‌ર નહીં થાય એવું કાંઇ નથી. અમુલ્ય તાજ મુકયાથી કાંઇ માથું દુઃખતું બંધ નથી પડતું, અને એશકામાં એશકો પોશાક પહેર્યાથી તાવ આવતી બંધ પડતી નથી. ખુબસુરતી, બળ, દોલત, આબ્રુ, મિત્રો—એઓમાંથી એક અથવા એઓ સઘળાં મળીને પણ, ઓ બીબી! "માટીમાંથી તું પેદા થઇ છે, મીટ્ટી તું છે, અને અંત્તે તું મીટ્ટી થઇ જવાની" એવા ભયંકર બોલોનું ખરાપણું ઓછું નહીં કરી શકતાં. દરેક નજીવી માદગી, દરેક ખરાબ હોનારત, એ પેલા ભયંકર દુશમન મોતની સામે થઇ તેની ચુંગાલ માંહેથી છટકી જવા અશકત છે. પણ જાણ, અને સમજ ઓ બીબી! ત્હારી નબળાઇ, કે અંત્તે તું હાર ખાઇ ત્હારાં દુરનાં રેહેડાણમાં બંદીવાન દાખલ જવાની, અને એક વખત તારો ખુશનુમા ખુબસુરત ચહેરો બદલાયો, એક વખત ત્હારૂં માથું મોહોડું અથવા ચંચળ આંખ બંધ થઇ, એટલે પછી કંઇ ઇલાજ નહીં રહેવાનો. પણ જે લોકો ત્હારાં વ્હાલાં હશે તેઓ અંતે એવું ચાહાશે કે ત્હારો મુંગો ચહેરો તેઓની નજરેથી લઇ જઈ ગોળ ભીંતના ઘરમાં મુકે, અથવા જમીનમાં ગાળી દે, અથવા અગ્નિથી ભષ્મ કરી દે. આટલું જાણ્યા પછી એકજ મોત ઉપર વિલાપ ના કર. હજી તો ઘણાં મોત જોવાં પડશે. સામટું રડી ના લે. સમીસાંજનું મુવું, પોસ મહિનાની રાત, તેને કયાં લગી રોવું? મોત ઉપરની વાયજમાં જરા ડોકયું કરી જો **બીટન** અને **કલીઓબસ** નામના એક માયના બે ઘણા ફરમાન બરદાર ભલા બેટાઓ હતા. તેઓ પોતાની માતાનો ગોયા પડયો બોલ ઝીલી લેતા હતા. તેઓની માતા જયુનોનાં મંદીરની પુજારી અથવા સ્ત્રી—ધર્મગુરૂ હતી. એક દિવસ મંદીરમાં ચોકકસ વખતે પુજા કરવા જવાની તેણીની વારી હતી, તે દિવસે વખત થઇ જવા આવ્યો તોપણ તેણીનો રથ ખેંચી લઇ જનારા માણસો આવી પહોંચ્યા નહીં, ત્યારે તેણીના ઉપલા ફરમાન બરદાર બેટાઓ માયની ગાડી મંદીર ભણી ઘસડી લઇ ગયા. તેણીએ પોતાના બેટાઓની આવી વર્તણુકથી ખુશી થઇ જઈને જયુનો પાસે દુવા માગી કે, 'મ્હારા આવા ભલા ફરમાન બરદાર બેટાઓને જે સરસમાં સરસ બક્ષીસ હોય તે આપ!' જયુનોએ તે અરજ કબુલ રાખી તેણીના બેટાઓને એક ઉંઘમાં નાંખ્યા, જેમાંથી તેઓ પાછા ઉઠયાજ નહીં, યાને મરણ પામ્યા. આ વાત દેખાડે છે કે, આપણી ટુંકી નજરે મરણ એક માઠો બનાવ છે, પણ મરનાર માટે ખુદાતાલાએ એક સૌથી ભલાં તરીકે અને ભલાઇના બદલા તરીકે તે ધાર્યો હોય છે.

અરે મન કાહેકો સોચ કરે—અરે મન.
સોચ કરે કછુ બન નહીં આવે, ધીરજ કયું ન ધરે! અરે મન.

બીબી ! "**દુઃખ** એ અંધકાર છે, અને **સુખ** એ પ્રકાશ છે. આ મુકાબલો તદન સાચો છે. કારણ કે પ્રકાશ હમેશાં વિશ્વ ઉપર છાકમછોળ પડે છે; જ્યારે અંધકાર તો માત્ર એક નાના પદાર્થથી નંખાયલો પડછાયો છે. પ્રકાશ હદ વગરનો છે, અંધકાર હદવાળો છે. અથવા અંધકાર તે તો હદ વગરના પ્રકાશમાં ક્ષુદ્ર ચીજને પડછાયો છે. એજ પ્રમાણે **પરમ સુખ** એ એક એવું તત્ત્વ છે, કે જે વિશ્વમાં રેલમછેલ છે, અને દુઃખ તો એ હદ વગરનાં સુખ ઉપર અહંપદથી નંખાયલો ક્ષુદ્ર પડછાયો છે. જ્યારે આપણે **રાત પડી** એમ કહિયે છિયે ત્યારે જોકે ગમે તેટલું ઘોર અંધારૂં હોય છે તોપણ તે અંધકારનો વિસ્તાર કેટલો? આ આપણા ગ્રહનો માત્ર અડધો ભાગજ તે અંધકારથી ઘેરાય છે; જ્યારે બીજો અડધો ભાગ અને એ ઉપરાંત આપણી પૃથ્વિનો અડધો ભાગ, કે જે અંધકારમાં હોય છે, તે પણ થોડા કલાક પછી પ્રકાશમય થશે, એમ દરેક પ્રાણીને વિશ્વાસ હોય છે." માટે વિપત્તિ વેળા ડાહ્યો માણસ પોતે સમર્થ હોય તોપણ તેણે કાળાં-તરમાં ફળની ઇચ્છા રખીને વૃજના પાત સમાન ભયંકર અને ક્ષુદ્ર એવા પાપી મનુષ્યમાં પણ વાસ કરવો. ભીમસેન મહા બળવાળો હતો, તોપણ તે ધુમાડાથી મલિન રહેતો હતો, મહા મહેનત કરતો હતો, અને હાથમાં કડછી લઇને મત્સયના રાજાના ઘરમાં શું માલપોવાને તળતો ન હોતો? તળતો હતો. પરંતુ

"દુન્યાંના બીજા ભેદોની માફક, દુઃખનો ભેદ ખુલ્લો નથી થયો, તેનું કારણ એ કે સાયનટીફીક ધોરણે તેની તપાસ નથી લેવાતી, અને ખરો સારાંશ એ છે, કે ઘણુંએ સંકટ, વેદના, અને હદબહારનું દેખીતું દુઃખ હોવા છતાં, કોઈપણ રીતે ખરેખરૂં દુઃખ જેવું કંઇ નથી. અને તેની સમજણ એ છે, કે પ્રથમ દુઃખ પોતેજ વિભ્રિત છે, અને તેની હસ્તી નથી. કારણ કે કુદ્રતના કાયદાઓ એકેકથી ઉલટા સુલટા કદિએ હોતા નથી. જેમ જેમ આપણે બારીકીથી, સંકટ અને વેદ્નાના સંજોગોની તેહકીક કરતા રહીશું, તેમ તેમ આપણને માલમ પડતું જશે કે પ્રથમ દુઃખ જેવું કંઇ નથી. જેને આપણે દુઃખ તરીકે જાણયે છિયે તે તો જીંદગીને જરૂરનું છે, અને જે કાંઇ દેખીતું દુઃખ છે, તે ભિત્તરનું ભારે દુઃખ આવતા અટકાવવા કાજે છે, યા તો સારાંને કાજે છે."

દુઃખ મહોસે સહયો ન જાય; પાપી જીઅરા જરાય.
મેદ્દી પીયાકી આસ લગી હય; માલક મહોકુ બોલાય. દુઃખ.

બીબી! ભલે નજુમ, રમળ, જ્યોતિષ એ સર્વ વિદ્યા ખરી છે, તોપણ ઘડી ઘડી ભવિષ્યમાં શું બનશે તે જાણવા સારૂ જોશીઓના ને નજુમીઓના ઘર ખુંદી મારવાં એ મહા દુઃખનાં કારણ થઈ પડે છે. પુછે એટલું ખુંચે. આપણા ઉપર ભવિષ્યમાં શી શી આફતો આવી પડશે, આપણાં વ્હાલાંના આયુર્દા કેટલા લાંબા છે, હું કેટલાં વરસ જીવીશ. અમુક કામમાં ફતેહ થશે કે નિષ્ફળતા મળશે, એ સર્વ આગમચથી જાણવામાં માણસો દુઃખ અને વિપત્તિના વમળને વરસ બે વરસ

આગમચથી ગોયા તાંણી તોડીને ઘસડી લાવે છે. જે આફત કે જે સંકટ બે પાંચ વરસ રહીને આવવાનાં હોય તે આજેજ જાણી લેવાથી લાભ શો? જેમ તું આગમચથી જાણશે તેમ તને મહા સંતાપ થશે. માટે ભવિષ્યમાં શું આવી પડશે તે જાણવાની આજેજ કોશેશ ના કર. જોશી કાંઇ બધું ખરૂંજ કહેતા નથી. તેઓનું કહેવું જો સાચુંજ પડતું હોય, તો તેઓ ટપકા કુંડળી કરીને, શુકનવંતા શુભ દહાડા જોઇને, ભવિષ્યનું બધું જાણીનેજ પોતાની દીકરીઓને પરણાવે છે, છતાં તેઓ વેહલી રંડાય છે તેનું કેમ? કોઇ પાદશાહે એક જ્યોતિષીને પુછ્યું કે; "મારી ઉમર હજુ કેટલાં વર્ષ બાકી છે?" તેણે જવાબ દીધો કે; "બે વર્ષ." પાદશાહ એથી ઘણો ગભરાઇ ગયો, અને તે જાણે બિમાર હોય તેમ પથારીમાં પડયો. તેનો વજીર ઘણો અકકલવાળો હતો. તેણે પેલા જ્યોતિષીને પાદશાહની રૂબરૂ બોલાવ્યો, અને તેને પુછ્યું કે "તારી ઉમર બાકી કેટલાં વર્ષ છે?" તેણે જવાબ દીધો કે, "વીસ વર્ષ." વજીરે તુરત જ્યોતિષીને ત્યાંજ તરવારથી કાપી નાંખ્યો; જેથી પાદશાહનું મન પાછું શાંતિમાં આવ્યું. તેણે વજીરની દરમ્યાનગીરીનાં વખાણ કર્યાં, અને ફરી જ્યોતિષીઓનું કદિ પણ સાંભળ્યું નહીં; કેમકે ૨૦ વરસને બદલે ૨૦ સેકંડ પણ તે જીવવા પામ્યો નહીં. સાર એજ કે; ભવિષ્યવાદી ભૂતળે, કર્યા નથી કરતાર. જ્યોતિષ ઉપર શ્રધ્ધા રાખી તેમાં વખત અને પૈસાનો ભોગ આપનારા માણસોનો કાંઇ જગત્માં ટોટો નથી. જે લોકો બધાંજ જ્યોતિષોને સત્ય માનનારા છે તેમની વિચિત્ર વાતો, જોડી કાઢેલાં દ્રષ્ટાંતો, અને તદબીરથી રચેલી દલીલો સાંભળી નબળા મનના, વહેમી અને અયોગ્ય સ્વાર્થને ચાહનારા માણસોને અસર થાય ખરી, પરંતુ જે લોકો હરેક પ્રકારના વહેમોથી દુર છે, જ્ઞાની છે, તથા વ્યાજબી રીતે ચાલનાર, ન્યાયી, અને પોતાની બુદ્ધિ આદી શક્તિઓ ઉપર ભરોસો રાખનાર છે, તે લોકો જ્યોતિષને ઘર દોડયા કરતા નથી. જ્યોતિષે કદિ કોઇને ફાયદો કર્યો હોય એવો કોઇ દાખલો સર્વ માન્ય થઈ પ્રસિધ્ધીમાં આવ્યો નથી; પણ જ્યોતિષીએ ભવિષ્ય કહેલું ખરૂં માની બેસવાથી કેટલાક નિર્બળ મનના માણસોને ઘણું નુકસાન વેઠવું પડયું છે, તેના દાખલા પુષ્કળ છે. આ વાર્તા માંહેલા પાદશાહના વજીરે જો જ્યોતિષીનું માથું ઉડાવી દીધું ન હોત તો પાદશાહ જ્યોતિષીનાં વાણીશસ્ત્રથી મરાયો હોત એ વાત નિઃસંદેહ છે. મોત આવે ત્યાં વૈદ કે જોશી શું કરે? એક દહાડો સર્વને ભરવાનો છેજ.

ગર એક મુસિબતમેં રહા, ઔર દૂસરા દીલ શાદ હુએ;  
વાં અએશો અશરત કે મઝે, હયાં નાલાં ઔર ફરયાદ હુએ.  
હયાં લઝ્ઝતેં હયાં રાહતેં હયાં, ઝુલમ હયાં બેદાદ હુએ,  
કુછ રહે નહિ જાતા મિયાં, આખિરકો સબ બરબાદ હુએ.

એક તો આપણા ઉપર દુઃખ પડેલું હોય છે, તેમાં જોશીને પુછવા જતાં દુઃખ બેવડાય છે. જેમ ઘાના ઉપર વારંવાર વાગ્યા કરે છે, ધનનો નાશ થયા પછી

જઠરાગ્નિ વધે છે, આપત્તિઓમાં સર્વ સાથે વૈરો થયા કરે છે, અને દુઃખોમાં ઘણાં દુઃખ ભળે છે, તેજ પ્રમાણે દુઃખ વધે ત્યારે જોશીને ત્યાં ધક્કા વધુ પડે, અને વધુ ને વધુ સંતાપનાં ભવિષ્ય સાંભળ્યાં કરવાં પડે. બીબી! જ્યાં હરકત ત્યાં બરકત. નસીબમાં લખ્યું જો સારૂં ન હશે, તો કિમ્યું પણ ધોળાઇ પડશે, અને જોશીનું કહેલું ખોટું પડશે.

> કીમ્યાગર બ ગુસ્સે મુરદેહ વ રન્જ;
> અબલે અન્દર ખરાબે યાફ્તેહ ગન્જ.

કિમ્યાગર મેહેનત કરીને મરી ગયો, જ્યારે બેવકુફને ખરાબામાંથી દોલત મળી. હીકમત કરો હજાર, નસીબ બીન નર કોડી ન પાવે. કારણ કે માણસને માટે ચાર ચીજ પહેલાંથીજ મુકરર કરી રાખેલી હોય છે—બાયડી કે ધણી, બચ્ચાં, ધંધો અને નસીબ. નસીબનું લીધું તેને તમે ટેકો કેટલોક દેશો? નસીબ પાધરૂં થશે, અને તમારી ઇચ્છા શુભ તથા દ્રઢ હશે તો તમારી મનની મોરાદ પાર પાડશેજ.

ચીનમાં એક અતિશય ગરીબ વિદ્યાર્થી હતો. રાતે વાંચવાને દિવો કરવા તેલ પણ તેને મળતું નહીં. જેથી પુષ્કળ પતંગિયાં એકઠાં કરી એક પાતળા મલમલના કટકામાં બાંધી તેની પોટલી ચોપડી ઉપર મૂકી તેના પ્રકાશથી તે વાંચતો. કોઇએ તેને પુછયું કે; "એટલી બધી મહેનત શા માટે કરે છે, શું ચીન દેશનો વજીર થવાનો છે કે?" છોકરે જવાબ દીધો:—"સામર્થ્ય અને જ્ઞાનનો સ્વામી જે પરવરદેગાર છે, તેનો કાયદો ખરોજ હશે તો ખરેખાત એક દિવસ હું ચીનનો વજીર પણ બનીશ!" ચીનનો ઇતિહાસ વાંચતાં જણાશે કે એક દિવસ એવો આવ્યો કે એજ છોકરો આગ્યા કિડાઓના ઉજાશથી ભણીને ચીનનો મુખ્ય પ્રધાન બન્યો!

બીબી સાબ! તમે આ ઉપરથી નસીબનાં નખરાં બરાબર સમજીને જે હાલતમાં અલ્લા રાખે તે હાલતમાં જાણે કે અજાણે સબર પકડો. જાણ અજાણ કે બસ પડયો, કયા કીનો કીરતાર; ચન્દન પરો લોહારકે વાંહાં; જલ જલ કીયો ઈંગાર.

નસીબ અને ઉદ્યોગ એ બેઉ જોડયા ભાઇઓ છે. ઉદ્યોગ નસીબને જોડાઈ રહેલો છે, ને નસીબના કાન ઉદ્યોગની કપાળે ચોંટેલા છે. દુઃખને અંતે સુખ. આળસને અંતે દુઃખ. ડહાપણને અંતે સુખ. વૈભવ તથા સંપતિ પણ ડાહ્યા પુરૂષોનેજ આવી મળે છે. આળસુઓને નહીં. આળસમાં પડેલાંને નિર્ધનતાજ પ્રાપ્ત થાય છે, અને ડાહ્યા પુરૂષ પોતાના પુરૂષાર્થનું ફળ મેલવીને વૈભવને પામે છે. માટે માણસે પોતાને કાલે કરવાનું કામ આજજ કરવું, અને બપોરે કરવાનું હોય તે સવારેજ કરવું. કારણ કે આ પુરૂષનું કામ પાર પડયું કે નહીં તેની મોત કાંઇ વાટ જોતું નથી. નસીબ તને સાવધ કરશે, ને તું ઉદ્યોગીજ બનશે. જાંહાં જીવરા પગ ધરે, બખ્ત બરાબર સાથ; જો હે લીખા બખ્તમેં ચલે ન અવિચલ બાત.

માનવિ તારે અંતે તો જાવું મરીને, નથી રહેવાનું ઠામ ઠરીને—ટેક.
પૃથ્વી પટ પર ફરી ફરી જોને, અચળ અમર નવ એકે;
વિચરી સર્વને જાવું સ્વદેશે, વિચારી જો તું વિવેકે. માનવિ.
વંશાવળી તારી વાંચી વિચાર તું, કોણ જડે ખોળ્યું આજે ?
પાપની પોઠ ભરે તું તથાપિ, કોણ જાણે કોને કાજે ? માનવિ.
ઉપજે ને વણસે બુદ બુદ ક્ષણમાં, તંત્ર સર્વ તેવો તારો;
ઉગે ને આથમે જોત જોતાંમાં, પ્હોર એ પ્હોરનો વારો. માનવિ.
રંગ જૂઠો ઉડી જાય પલકમાં, રાખ્યો રહે નવ એતો;
વાસર ચારનો વાસ છે વિશ્વે, ચેતવું હોય તો ચેતો. માનવિ.
તેલ કાઢયા પછી તિલની દશા જે, પીલ્યા પછી શેરડીની;
વિશ્વ ઘાણીમાં પીલાય પ્રાણી, દેખ દશા દેહડીની. માનવિ.
પર ભૂમિનો પ્રવાસી તું પ્રાણી, વળગી રહ્યો કોણ વ્હાલે ?
તત્ર ગમન વિણ આરો ન કોનો, સત્ય કહ્યું છોટાલાલે. માનવિ.



# દિલાસા પત્ર ૪૭ મો.



So do the winds and thunder cleanse the air;
So working bees settle and purge the wine;
So lopp'd and prune'd trees do flourish;
So doth the fire the drossy gold refine.

*Spenser.*

અમ્મા ! એકવાર તું ઘરની રાણી કહેવાતી હતી. ત્હારાં ફરજંદો તને તાબેદાર હતાં. તે ફરજંદોએ ત્હારા વ્હાલા ધણીના મરણ પછી તને ગોલામડી જેવી ગણી છે, અને તને ઘરમાંથી કાઢી મુકી છે. તું ઘરે ઘર રડતી ફરે છે. હવે ત્હારી જાલમી જોહાકીનો વિચાર કર. એકવાર કૃષ્ણની ગોપીઓ બંસરીને કહેવા લાગી કે; " હે બંસરી ! જેની ભ્રકુટીથી મોટા મોટા રાજાઓ ભયભિત થાય છે; **ભીષ્મ, અર્જુન, દુર્યોધન,** ઈત્યાદિ મહારાજાધિરાજ જેના ચરણ સ્પર્શની ઇચ્છા રાખે છે; જેના પગની રજ હજુ રાજા મહારાજાઓ મસ્તક ઉપર ચઢાવે છે, અને ચંદ્રમુખી ગૌરાંગ લલનાઓ જેનું સ્મિત વદન જોવા તલપઆર રહે છે, એવો જે મનોહર **શ્રી કૃષ્ણ,** તેજ ત્હારા જેવી એક નકુચ વાંસલીને પ્રેમથી અને મધુરતાથી ચુંબન કરે છે, એ કેવી નવાઈની વાત છે ? વેંત જેટલી ટીચકડી વાંસની ભુંગળી ! તેં પણ કૃષ્ણ ભગવાન ઉપર કેવીક મોહિની નાંખી છે ? ત્હારામાં આવી ચમત્કારિક અદભુત કરામત કયાંથી આવી ?"

વાંસળીએ જવાબ દીધો:—હે ગોપીઓ ! મારૂં શરીર જૂઓ ? મારાંમાં નથી સ્વાર્થ, નથી અહંકાર, નથી સુખ કે દુઃખ. નખથી તે માથાં સુધી સર્વ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર એ સર્વને દૂર કરી નાંખીને હું અંદરખાંનેથી સ્વચ્છ ખુલ્લી પોલી બની છું. તેથીજ ભગવાન શ્રી કૃષ્ણ મને ચુમીઓ લે છે. જેના ચરણુની રજનું ચુંબન કરવાની લોકો ઇચ્છા રાખે છે, તેજ ધણી તો મને ચુંમીઓ લે છે ! મારાંમાંથી સુંદર સરોદો કેમ ન નિકળે ? કાંકે મારાંમાં કૃષ્ણુનો દમ ને શ્વાસ છે, અને મારા મધુર અવાજમાં તેનોજ સ્વર છે ? મેં જંગલમાં ઘણાં દુઃખો વેઠયાં છે. અને તેનો બદલો આજે મને મળે છે.

નહી જે ખેશ ચોગશો જે પાય તા સરે ખુદ,
વગર ન બોસે લબે લાલ યાર આસાનીસ્ત.

વાંસળીની પેઠે નખથી તે માથાં સુધી બધા વિકારો અને ખરાબ વાસનાઓ કાઢી નાંખી પોકળ થાઓ. તેમ થયા વિના ઇશ્વરના મુખદર્શનનું ચુંબન કરવુ સહેલું નથી. અમ્મા ! તારા ખાવીંદના રાજ્યમાં તેં જોહાકી દોર ચલાવી દીકરાઓને પગ તળે એટલા તો કચડી રાખ્યા, ત્હારાં વહુ દીકરાં ઉપર તેં એટલો તો જુલમ પાડયો, કે હવે તે સર્વ તેટલાંજ જોરથી, 'દાવ આવેલો હોવાથી, ત્હારા ઉપર કહેર વરસાવે છે. તેં અમ્માપણું અમીની દ્રષ્ટિથી સાચવ્યું નહીં. હવે હાડમારી ભોગવેલા બેટા બેટીઓ તેનો દાવ લે છે. પહેલાં સુખ ભોગવો તો પાછળથી દુઃખ છેજ છે. જે ત્હારો ન્હાનો બેટો ડાહ્યો ને માનીતો હતો, તે પહેલાંથીજ તને છોડીને મરણ પામ્યો. પરમાત્માનો શું કાંઇ ઉસ્તાદી હેતુ હશે; તેની શું કાંઇ તજવીજ હશે; તેની ગોઠવણુ, બંદોબસ્ત, અને ભેદ કાંઇ શું હશે; કે એક બચ્ચાંને માત્ર ૧ કલાક, કે ૧ મીનિટ, કે એક પળ માટે જન્મ આપી તુર્ત તેને મારી નાંખે છે. જેટલા ટુંક સમયમાં તેના પુર્વના કર્મનું જે કાર્ય કરાવવાનું હશે, તે એટલા અતિ શુક્ષ્મ કાળમાં તે માલેક શું કામ કરાવી લેતો હશે, તેના ભેદ તો તેજ જાણે. He changes a fly into an elephant. ભલાભલા એ ઉખ્યાણું ઉકળાવી શકયા નથી. માટે હે અમ્મા ! હવે ઇશ્વરિ રાજ્યનીતિનો માર્મિક કારોબાર દુઃખ કે સુખની નજરે ના જો. ઇશ્વર મોટો છે, તેને પાછી દયા આવશે.

ગોપી જનના નાચ નચાવ્યા, નાચ્યા ગિરવરધારી;
કરમા ખીચ વિદુરની ભાજી, જમીયા વ્હાલ વિચારી;
જુઠાં ફળ સબરીના શ્રુત, દેવનું આરોગ્યા વારીરે. કૃપા પ્રભુની.

હે અમ્મા ! ત્હારા રાજા જેવા ધણીના મોતનો વિલાપ કરવાનું હવેજ તને કારણુ મળ્યું છે. હવે ત્હારી જીંદગી થોડી રહી છે, માટે દુઃખ રડવા કરતાં પાપોનો પસ્તાવો કરી લે. કરેલાં પાપનો પશ્ચાતાપ કરવાથી તે પાપથી મુકત થવાય છે, અને " ફરીથી તેમ નહીં કરૂં" એવી પ્રતિજ્ઞા કરીને પાપ કર્મથી નિવૃત થવાથી તે માણુસ પવિત્ર થાય છે. વ્હાલા ખાવીંદનું મોત તેજ વખતે તને નહીં

લાગ્યું, કેમકે તેં બધાજ દહાડા એક સરખા પસાર થશે એવું અભિમાન રાખ્યું. ત્હારા વ્હાલા માનીતા પુત્રનું મોત પણ તે વખતે નો'તું લાગ્યું, કેમકે બીજા ત્રણ પુત્રો જીવતા હુતા. પણ કાલ કેવી છે! હુવે એજ મોત ઉપરથી તું બરાબર અનુભવ મેળવીને જીવ ઠેરવ.

**એડીસન** કહે છે કે, "એક કબ્રસ્તાનની મુલાકાત અને શહેરમાં નિપજતાં મરણોની ટીપ તેને ઘણો ધડો આપતી, કારણ કે તેઓ તેને મોતનો વિચાર સુચવનારાં સાધન થઇ પડતાં."

અમ્મા! ચાલતા વખતમાં વહુ દીકરાં સાથે વેર વસાવ્યાથી પાછળથી તેના કડવાં ફળો ચાખવાં પડે છે. ચાલતાં ચલણ વખતનો સલુક ઘડપણમાં સુખ આપે છે. હવે મોહલ્લાના લોકો તને ઘંટી આપવા કહે છે, અને દળણું દળવા આપવાનું કહે છે. વળી મહાજનની એક છાપરીમાં પડી રહેવા તને જણાવે છે. તો શુકર તે પાક યઝદાંના કરીને દળણું દળી ત્હારો વખત પસાર કર, અને હોજરીનું દેવું અદા કરતી જા. ઉદ્યોગ કરશે તો બમણો ફાયદો થશે. વખતનો વખત જશે, ને પેટનો ખાડો પુરાશે.

કટાકટીનો મામલો આવી પડે, ચો તરફની સંકડામણમાં આવી પડયે, તે વખતે કામમાં રોકાયલા રહેવાથી તે ગુંચવાડો જણાતોજ નથી. ખુદા પણ રોકાયલા માણસને મદદ કરી તેનાં સંકટ દુર કરે છે. **કૉબ્ડન** જ્યારે અનાજ વિરૂદ્ધના કાયદા સંબંધે ભારે ગુચવાડામાં આવી પડયો હતો, ત્યારે અનેક પ્રકારના કાર્યોમાં રાત દહાડો મંડેલો રહેતો, ને પોતાને "એક મીનીટ પણ આસાએશ વગરના ઘોડાના જેવું કામ કરનાર" લેખાવતો હતો. **લૉર્ડ બ્રુમ** તો કંટાળો આવે એવું ભારે વૈત્રું કરીને પોતાની સામેની જુંએશની જુસરીનું દુઃખ કમી કરતો હતો. એજ પ્રમાણે હે અમ્મા! હવે અલ્લા અલ્લા કરતી જા, ને દળણું આવે દળતી જા. **લૉર્ડ પામર્સ્ટન** માટે કહે છે, કે પોતાનો જય કરવા માટે તે ઘડપણમાં એટલું બધું તો કામ કરી ગમ વિસરાવતો, કે તેવું ગધા વૈત્રું તો તેણે પોતાની જવાંનીમાં પણ કદિ કર્યું નહોતું. આવા કામના બોજાથી તે પોતાની તંદોરસ્તી સચવાયલી રહેલી માનતો હતો! તેના જેવી કાંઇ ઘરડી તું થઇ નથી, માટે આ ઘર બેસી, પેલે ઘર રવડી, રૂદન પાટલો કરવાથી દહાડો વળવાનો નથી. છાપરી તો છાપરી, તેમાં પડી ઉદ્યોગ કરી જીવ બેહલાવ. એક વાર હવેલી હતી, આજે છાપરી પણ મળી માટે શુકરાંના કર. જે માણસ સદા તદબીર છોડતું નથી, તેની કારજ સિદ્ધિ થાય છે. ભાગ્ય ઉપર ભાર તો મુર્ખ રાખે છે. તદબીર કીધી અને જો કામ ન બની આવે તો પછી આપણાં ઉપર ઠપકો નહીં. તે ઠપકો કુદ્રત ઉપર નાંખવો. આયુષ્યનું અસ્થિરપણું અને નિર્જીવ ભોગોનું નાશવંતપણું, એનું સ્મરણ માણસોને વારંવાર થયા કરે, તથા તકલીફી ધન અને માનમાં ફસાઇ ન પડતાં પરમાર્થીક સુખો ઉપર હંમેશાં ધ્યાન રહે, એવા હેતુથીજ પરવરદેગારે માણસો ઉપર મરણ મૂકેલું છે. મરણથી ઉત્પન્ન

થતું દુઃખ તે ઉપલા સદ્ગુણો શિખવાની ઉત્તમ નિશાળ છે. માટે સગાં સંબંધીનાં મરણથી ઉત્પન્ન થતાં દુઃખથી જેના મનમાં આ બાબત ઠસતી નથી, તેને આ દુઃખોનો વાસ્તવિક હેતુ સમજાયોજ નથી. સગાં સંબંધી ઉપર જેનો જેવો પ્રેમ હોય તેના પ્રમાણમાં તેના મરણને લીધે વધતા ઓછા વખત સુધી શોક તો થાયજ, પરંતુ મરનારની યાદમાં સુતક કે શોક પાળવા તે સાત દિવસથી વધારે પાળવા જોઇતા નથી. હવે મરણનાં રૂદન નહીં કર. હવે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખ. તેના ઉપર વિશ્વાસ રાખનારાં છેક રવડી જતાં નથી. વિશ્વાસ વગર વહાન ન ચાલે. વિશ્વાસે તો વહાન ચાલે છે. અમ્મા! આતશ, પાણી, મટ્ટી, વાયુ, અને આકાશ એ બધાંએ મળ્યાં ત્યારેજ રહેવાને માટે આ સુંદર દેહનો દેહલો ઘડાયો. અને તેં તેનો ઉપયોગ નહીં કરતાં. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ને મત્સર જેવા શત્રુઓને તે દેહલામાં વસાવ્યા છે. હવે તે દેહલો તને ખાલી કરવો પડવાનો વખત આવી લાગે તે પહેલાં અલ્લાની બંદગી કરી ઉપકાર માની લે.

અગ્નિ, પાણી, મટ્ટી, વાયુ, અને આકાશ, એ પાંચે તત્વો એક દહાડો મનસૂબો કરવા લાગ્યાં કે આપણો બનાવેલો દેહલો આપણને સોંપશે એમ ધારીને ઘણાં વરસો વાટ જોઇ, તથાપિ તેણે કાંઈ વિચાર ન કર્યો. ત્યારે એ પંચ ભૂતોએ યમરાજા પાસે ફરિયાદ કરીને કહ્યું કે; આ અજ્ઞાની જીવે અમારા કાર્યરૂપ મનુષ્ય દેહને પોતાનું સાધન સંપાદન કરવા સારૂ લીધો હતો, પણ કાંઇ મોક્ષનું સાધન કર્યું નહીં, ને ઉલટો દેહનો માલિક થઇ બેઠો છે, અને હમારા દુશમનોને તેમાં વસાવ્યા છે માટે અમને પાછો સોંપવો. ત્યારે યમ રાજાએ પોતાના દુતને મોકલી તે અજ્ઞાનીને બોલાવ્યો; તેથી વ્યાકુળતાથી બેભાન થઈ તે જીવે યમરાજા પાસે જવાની તૈયારી કરી. પણ તે વખતે, મારે આ કામ છે, હાલ મારાથી નહીં અવાય એમ કહેવાયું નહીં. તે પાપીએ તો નફટ થઇને પંચ ભુતો પાસે માંગણી કીધી, કે

લાધ દે, લધામણ દે; લાધનેવાલા સાથ દે. બેઠનેકા ટટ્ટુ દે, ખાનેકા લડ્ડુ દે, ઓઢનેકા પટ્ટુ દે! અમ્મા! તું પણ ચાલતા વખતમાં એવીજ રીતે વર્તી હતી કે, લાધ દેઓ લધામન દેઓ, બેસનેકુ સાજ દેઓ, રામ નાથકી ખરચી દેઓ, ઓર રામનાથ પોંહચા દેઓ. અમ્મા! જો ત્હારો પેલો માનીતો માત્ર એક દીકરોજ જીવતે, ને આ ત્રણ બાકીના મરણ પામતે, તો ત્હારાં ભલાંને માટે તેજ ભલું હતું. જેમ ચંદ્રમા વડે રાત્રિ શોભા પામે છે, તેમ એક પણ વિદ્વાન સારા ગુણવાળા સુપુત્રથી આખું ખાંદાન આનંદ પામે છે. જે પડવાનું હોય તે હમણાંજ પડી લે એવું હવે માંગી લે. હજી પણ જો લાંબું ઘડપણ કાઢવું પડશે તો ત્હારાથી આજનું દુઃખ તે વખતે ખમાવાનું નથી. જે કાંઈ નાખુશ બનાવ બનવાનો હોય, તે હમણાજ બન્યો તો શું? ને પાંચ દહાડા રહીને બન્યો તોએ શું? સહેવવાનો તે સહેવવાનો. એક પાદશાહે પોતાના દુશમન સામે ફોજ મોકલી. તે ફોજનો પરાજય થયો. તેમાંનો એક શખ્સ ઉતાવળથી પાદશાહ પાસે આવ્યો અને જણાવ્યું કે; "આપની ફોજે ફત્તેહ મેળવી છે." તેથી પાદશાહે તેને ઇનામ આપ્યું. તે પછી બીજે દિવસે

પરાજયના સમાચાર આવ્યા. તેથી પાદશાહે પેલા શખ્સને સજા કરવા માંગી, ત્યારે તેણે અરજ કરી કે; "મ્હારા સાહેબ ! હું સજાને પાત્ર નથી, કારણકે મેં બે દિવસ લગણ આપને ખુશીમાં રાખ્યા છે, તો આપે આજે મને નાખુશ શા માટે કરવો જોઇએ ?" પાદશાહ તેના હાજર જવાબથી ખુશ થયો અને તેને બીજું ઇનામ આપ્યું. કહેવાનો સાર એજ છે, કે હરેક સારા માઠા બનાવની ખબર પ્રથમથીજ ખરેખરી રીતે જો કોઇ આપી શકતો હોય, તોપણ તેથી કશો ફાયદો નથી. કેમકે જે માઠા બનાવની ખબર આપણને કેટલીક મુદ્દત પછી મળવાની હોય તે પહેલેથીજ મલવાથી તેટલા દિવસની આપણી ખુશી નાશ થાય છે, જો કે આથી વિરૂદ્ધ વાત પણ કોઇક વાર ઉપયોગી થાય છે, પણ ઘણુંકરીને તો તેથી ફાયદો થતો નથી. જોય ઘડી આનંદકી, જીવનકા ફલ સોય.

હુદ્દા અને દરજ્જા ઉપર નામોશી અને હાર ખમતી વખતે ફ્રાન્સના રાજદ્વારિઓએ ગમ વિસારવા અનેક રોકાણો માથે વ્હોર્યાં હતાં. **ડી ટોકેવોલ, થાયર્સ ગીઝોત, લા માર્ટીન, અને રૂ જો નેપોલ્યન** એવાઓ દુઃખના ને પડતીના વખતમાં કાંઇ પણ રોકાણમાં રોકાઇ જઇ ગમ ભુલાવવા પડ્યા હતા. તેઓના દાખલા ઉપરથી તું પણ હવે માર્ગે લાગી જા, ને જમનું તેડું આવે ત્યાં સુધીમાં પાપનો પસ્તાવો કરી ઉદ્યોગે વલગી જા. શ્રમ કરનારને ઇશ્વર સદા ફલ આપે છે. માટે દળણું દળતી જા, પાપનું પ્રાયશ્ચિત કરતી જા, ને અલ્લાતાલાનું નામ લેતી જા. તે ત્હારાં દુઃખડાંનો બધોજ અંત નહીં લાવશે તોએ તને કંઇક રાહત તો આપશેજ.

પ્રેમ પલાણ ધરી, જ્ઞાન ઘોડે ચઢી, સદગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડ્ગ ધરી, ભજન ભડાકે રામ.
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નીશાને ચઢવું છે,
સુરત નુરત ને ઇડા પીંગળા, સુષુમ્ણા ગંગ સ્નાન કીજે,
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધારક પીજે;
રાજ• ઘણું રીઝે રે, ભજન વડે ભડવું છે.

અમ્મા ! એહમે એલાહીની બાબતનો ત્હારી જવાંનીના તૉરમાં ને ઘરની શાણી બન્યાના ડૉળમાં તેં જરાએ વિચાર ન કર્યો. અફસોસ ! ભોગની આસક્તિથી આત્મજ્ઞાન ન થાય; તથા પશુ પક્ષી આદિ દેહમાં અતિ મૂઢતાના યોગથી પણ આત્મજ્ઞાન ન થાય, જેથી તેં સ્વર્ગને સારૂ આ મનુષ્ય દેહ પંચમહાભૂત પાસેથી માંગી લીધો, ને તેમાં આવી નિવાસ કર્યો. તોપણ મનુષ્ય શરીરમાં અનેક વિષયોની આસક્તિરૂપી વિઘ્નોએ કરીને બેહેસ્ત મેળવવાનો વિચાર કરવો ભુલી ગઈ, ને ઉલટી પંચભૂતનો દેહ મ્હારો છે, એમ માની બેઠી.

દુઃખમેં સબ હરિકો ભજે, સુખમેં ભજે ન કોય;
જો સુખમેં હરિકો ભજે, તો દુઃખ કાહેકો હોય?

અમ્મા ! હવે જે હાલત થઇ છે, તે ઉપર સંતોષ અને સબુરી રાખી હિંમતથી નવી જાતનો ત્હારો સંસાર શરૂ કર. કેમકે સંતોષ મોટું સુખ છે. ઘણા લોકોને પૈસા તથા દરજ્જાની ખુટ હોતી નથી, બચ્ચાં છોકરાંનીએ કોટાઇ પડતી નથી, શરીરે તનદોરસ્ત હોય એવું દેખાય છે, તોએ તે લોકો પોતાને ભાગ્યવાન સમજતાં નથી. કેટલાંએક તો દુઃખ્યાં હોવાની ફરિયાદ કરે છે. પૈસાવાળાં તથા દરજ્જાવાળાંજ નહીં પણ વચલે વાંઘેનાં તથા થોડી પુંજીઓવાળાં પણ એજ મીસાલે કરે છે. તેઓને મનસે આ દુન્યાંમાં સુખ છેજ નહીં. એવાં લોકોનાં દુઃખનું કારણ શું ? **અસંતોષ.**

સંતોષ રાખ, અને દીકરાંઓ ઉપર હવે વેરસી નહીં બન. તેઓ દુશમન થઇને તને હવે શું કરવાનાં છે ? મનુષ્યની તો શું વાત, પણ સમુદ્ર અથવા પહાડ પણ દુશમન થઇ આપણો વિરોધી થાય તો તે દુઃખ સહન કરવું, અથવા બીજે સ્થળે જઈ રહેવું. એ તો સો દહાડા સાસુના, તો એક દહાડો વહુનો પણ આવે. હવે વહુ દીકરાંની અદેખાઇ નહીં કર. તેમની સ્પર્ધા કર, અને તેમના કરતાં ત્હારી વાહવાહ બોલાવ. પાડોશી ત્હારી અદેખાઈ કરે એવી સ્થિતિ માંગ, પણ ત્હારી દયા પાડોશી ખાય એવી હાલત ના માંગ. સ્પર્ધાથી તું હવે વહુ દીકરા કરતાં ત્હારી લાયકી વધારવા કોશેશ કર.

જ્યારે **હીરોડોટસ** પોતાની રચેલી તવારીખ વાંચતો હતો ત્યારે થુસીદાઇદીસ જારજાર રડતો, અને દુઃખી થયેલો લોકોને જણાયો હતો. તેનાં દુઃખનું કારણ એજ હતું, કે હું કયારે એવો થઇશ ! આખરે તેણે તેવીજ દિશાએ નામ કાઢયું અને પોતાને સુખી થયલો સમજતો હતો. આમ જો તું પણ અદેખાઇને બદલે વહુ દીકરાંની લાયકીના કરતાં ત્હારી લાયકી વધારવા કોશેશ કરશે તો ઘરનીજ નહીં, પણ આખા મોહલ્લાની તું માનીતી થઈ પડી આખી શેરીની રાણી થવા પામશે. God helps those who help themselves.

મન તુંહી તુંહી બોલે રે, આ સુપના જેવું મન તારૂં;
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ.
ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળ ને પાણી;
કાયા વાડી તારી એમ કરમાશે, થઈ જાશે ધુલધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કહી મારૂં મારૂં—મન૦
કાચનો કુપ્પો કાયા તારી, વણુસતાં નહીં વાર;
જીવ કાયાને સગાઇ કેટલી, મૂકી ચાલે વન મોઝાર,
ફોકત ફૂલ્યા ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં.—મન.

# દિલાસા પત્ર ૪૮ મો.

"Thou art gone to the grave-and its mansion forsaking,
Perhaps thy tried spirit in doubt linger'd long;
But the sunshine of heaven beam'd bright on thy waking,
And the song which thou heardest was the seraphim's song."

*Heber.*

હે કાળી ! મોત શું છે ભલા ! આપણે આગળ જે હાલતમાં હતા તે હાલતનું બંધ પડવું તે મોત છે. જેથી મોતની આગળ સૌ નાચાર છે. દુન્યાંમાં કોઈ સુખી નથી, ત્યારે સુખ વગરની હાલતમાંથી બદલાવું, યાને મરણ પામવું તે ખુશનુમા કેમ ન હોય વારૂં ? આપણને પ્રકાશવા દીધા અને બુજાવી પણ દીધા. એમ જો ગણો તો આપણે તો દરરોજ મર્યા કર્યે છિયે. સિદ્ધાંત કહેલું છે કે; Death is the grand leveller. જે કુદ્રતે જન્મ આપ્યો તેણે પાછા કાઢી મુકયા, અને કાઢી તે કયાં મુકયા ? જે વધારે સલાંમતીવાળી અને વધારે સારી જગા આપણે માટે તે બાપે અગાઉથી બનાવી રાખી હતી ત્યાં કાઢી મુકયા !

હે કાળી ! હું આ દુન્યાંમાં એકજ ચીજ જોઇને અજબ અજબ થાઉં છું, કે જેને મળું છું તે મરવા માગતો જણાવે છે. ઘરડાં તો બોલે છે, પણ જુવાંનો પણ બોલે છે, કે આ દુન્યાંમાં મિઠાસ રહ્યા નથી, સંસારમાં ફીકાશ છે, દુઃખ દેખી શકાતું નથી, ને દર્દ વેઠાતું નથી. ઇશ્વિર હવે મોત આપે તો ભલું ! આવું ને આવું વારંવાર ઘણા ઘણાઓને બોલતાં હું સાંભળું છું, પણ જયારે તેમનેજ હું મળું છું ત્યારે, તાપના દહાડામાં પણ ગળામાં ગળેબંધ બાંધેલો જોઇ પુછું ત્યારે કહે, "રખે ચીલ લાગી જાય તે માટે હંમેશાં ગળેબંધ બાંધું છું !" કોઇને તો સાંજે અને રાત્રે શિયાળામાં છત્રી ઓઢીને ચાલતાં જોઇ પુછયે ત્યારે કહે કે, "શરદી લાગી જાય, ને ન્યુમોન્યા લાગુ પડયો તો માર્યાં જઇએ !" આવી આવી રીતે એકના એક માણસોને એક મુખે મરવાની અને બીજે મુખે જીવવાની હોંસ ધરાવતા જોઇ મને ખરેજ અજાયબી લાગે છે. ભીખલી કોળણની એક બનેલી વાર્તા ઘરડાં લોકો કહે છે, કે તેનું સર્વ સગુંવ્હાલું ગુજરી ગયું હતું, તે લગભગ ૯૦ વરસની ભરતીમાં આવેલી હતી, અને પોતાની મરનાર દીકરીની દીકરી કીકલી સાથે એ ઝુંપડીમાં તે બન્ને પડી રહેતાં હતાં. કીકલી ઘણી માંદી થઇ. છેવટે તે મરવા પડી ત્યારે ભીખલી આંખ પાણી કરતી જાય, ને રડતી જાય, "હે ભગવાન ! મરવાનો તો હવે મ્હારો વખત છે રે ! ઘરમાંથી મુરદાં જતાં જોતાં તો આંખે હવે ફેર આવે છે ! હે રામ ! કીકલીનો ખાટલો મને આપ, ને મારા ખાટલા ઉપર કીકલીને પોઢાવ ! હે ભગવાન ! એને બદલે મને મોત આપ રે !" આવાં આવાં રૂદન

ભીખલી કર્યા કરતી. જે દાહડે કીકલીને ઘણો ગભરાટ થયો તે રાતે સ્વપ્નામાં ભીખલીએ પોતાની ખાટલી આગળ જમને ઉભેલો દીઠો. ભીખલી તો ભડકીને ભભડી ઉઠી, ને અર્ધી ઉંઘમાં કીકલીની ખાટલી તરફ આંગળી બતાવી જમને કહેવા લાગી; "હે જમરાજ ! કીકલીની ખાટલી તો પેએએલ્લી રહી ! આ તો મારી ખાટલી છે રે !"

રખે જમડો ભુલમાં કીકલી સમજીને ભીખલીને ઉપાડી જાય તેની ડોસીને કેવી ફાળ પડી ! એક જઇફ કઠિયારો માથે ભારે ભારો ઉંચકીને ચાલ્યો જતો હતો. તે ઘરડો ને વળી નબળો હતો, ને વળી તાવથી પીડાતો હતો. થાકી ગયાથી માથેથી ભાર ઉતારી એક ઝાડ તળે આસાએશ લેવા બેઠો, ને પછી મોટેથી બોલ્યોઃ— "અરે ઓ મૃત્યુ ! તું આવ્ય, ને મને ઉંચકી લઇ જા !" મૃત્યુ આ પોકાર સાંભળી સાક્ષાત હાજર થયું. મૃત્યુને જોતાં પેલો તો ભયભિત ચકિત થયો, ને ધ્રુજવા લાગ્યો. પછી પુછવા લાગ્યો કે; "ભાઇ ! તું કોણ ?" મૃત્યુઃ—જેને તેં યાદ કીધો ને બોલાવ્યો તેજ હું છું. ઘરડોઃ—અરે ભાઈ ! મનેજ ઉંચકી લઇ જવા કાંઇ મેં તને બોલાવ્યો નો'તો, પણ માત્ર આ મ્હારો ભાર માથે ચઢાવી જવા બોલાવ્યો હતો ! હે કાળી ! શું મોત પટાવેલું પટવાય છે ? જમડો શું ધમકાવેલો ગભરાય છે ? યમરાજ કાંઇ ભુલમાં ભીખલીને બદલે કીકલીને ઉંચકી જાય છે ? ભારો ઉંચકવા બોલાવ્યો, કે કઠિયારાને ઊંચકી જવા બોલાવ્યો તે શું જમદૂત સમજતા નથી ? પાતાળમાં જઇને ભરાવ તોએ શું મૃત્યુ કદિ કોઇને મુકવાનું ?

પેસે અરણ્વ નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પરવત મેર, કદી પાતાળે પેસે;
પરવત માંહી પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષડ અમૃતાહાર, ભમે ભુલ્યા બહુ ભ્રાંતે;
કીંકર રાખે કંઇ કોટી ઘા, સંત પ્રપંચ ઘણા કરે;
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.

મોત ઉપરની વાઆજમાં એક અલંકારિક વાર્તા. આપવામાં આવી છે.

એક માણસ પાછળ ચુનીકોરન નામનું ગેંડા જેવું એક ફાડી ખાનારૂં પ્રાણી લાગ્યું. તે માણસ તેનાથી નાસવા લાગ્યો, અને તેમ કરતાં એક ખાડામાં પડયો. પડતાં તેના હાથમાં ખાડાની કિનારીએ ઉગેલું એક ન્હાનું ઝાડ આવી ગયું, જે પકડીને તે ટીંગાઇ રહ્યો. ઝાડ પકડીને તેણે નીચે પગ ઠેરવ્યો. હવે તેને લાગ્યું કે તે બચ્યો; પણ ઉપર નજર કરે છે તો એક કાળો અને એક સફેદ એવા બે ઉંદરો તે ઝાડનાં મુળ્યાં ખાઈ જાય છે, જેથી ઝાડ તુટી જઇ ખાડામાં પડી જવાની તે ધાસ્તીમાં પાછો આવ્યો. નીચે ખાડામાં નજર કરે છે તો એક જેઆંનગાર અજદા મોં ઉઘાડી ઉભો છે. જમીન ઉપર તેણે જ્યાં પગ ટેકવ્યા હતા ત્યાં ચાર સાપે તેની ગમ ડોળા ઘુરકતા તેણે દીઠા ! તેવામાં ઉપર નજર કરતાં તેણે જોયું કે પેલાં

ઝાડમાંથી મિઠાં મધનાં ટીપાં ટપકતાં હતાં. તરતજ પેલો માણુસ જાનવર, અઝદા, સાપો, ઉંદર એ સઘળાં તરફની ધાસ્તી વિસરી ગયો, અને પેલાં મધના ટીપાં મોઢાંમાં ઝીલવા મંડી ગયો! આ વાર્તા શું દેખાડે છે? પેલું પુઠે લાગતું જાનવર તે મોત છે. પેલો ખાડો તે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સરથી ગુંથેલી જીંદગીની દોરી છે. કાળો અને સફેદ ઉંદર જે ઝાડને કરડે છે તે રાત અને દહાડો છે, જે જીંદગીને ટુંકી કરતો પસાર થાય છે, તે છે. ચાર સાપો તે માણુસ જાતના શરીરનાં ચાર અનાસરો છે. નીચલો અઝદા તે દોઝખનો ગાર છે. અને મધનાં ટીપાં તે વિષય રસ છે. એ વાત ત્યારે દેખાડે છે કે, જોકે માણુસની પાછળ મોત લાગેલું છે, અને રાત દહાડો તેની જીંદગી ટુંકી થતી જાય છે, અને આ દુનિયાઇ અનાસરો તેનું ધ્યાન રોકી, ભલી જીંદગી જો તે નહીં ગુજારે તો દોજખની ધાસ્તી આપે છે, તોપણ સર્વ ધાસ્તી આપનારી વાતો ભુલી જઈ જરાક પણ મોજ મજા મળી તો માણુસ તે તરફ ખેંચાઇ જાય છે. આથી ઉલટી પ્રકૃતિનો જે સાધુ પુરૂષ હોય છે તે તો દરિયા કિનારેના ખડકની મીસાલે મજબુત ઉભો રહે છે, અને મોજાઓના સુસવાટાથી તેને અળવળ જરાએ થતી નથી. તે તો એક ટેકરી ઉપરના કિલ્લાની મીસાલે પોતાનું માથું ઉંચું રાખે છે, અને નસીબના તીર તેના પગ આગળ આવીને પડે છે. તે બની ગયલી વાતનો અફસોસ કરતો માથે હાથ દઇને બેસી રહેતો નથી. ગુઝસ્ત આનચે ગુઝસ્ત, એમ તે સમજે છે.

હે કાળી! ગમગીની તથા દિલગીરી કોઇ આદમી ઉપર ફરજયાત નથી. આદમીને એવાં કોઇ દુ:ખનો બોજ ભારી નથી, કે જે વખતના અરસામાં હલકો ન થાય. આદમના નસીબમાં દુ:ખના લેખ તો લખેલા છે, પણ જેઓ આફતનો બોજ સહેલથી ઉઠાવી શકતા નથી, તેઓ માણુસના દરજજાને છાજતા નથી. બચપણથીજ આફતનાં વાદળાંનો આપણી આસપાસ ઘેરો જોઇએ છિયે, અને તેથી કોઇપણ પ્રસંગે તેઓ પોતાનો ખજાનો આપણાં માથાં ઉપર વરસાવે તેને માટે તૈયાર થઇ રહેવું જોઇએ.

"પહેલાં તો દરેક માણુસે યાદ રાખવું, કે દુ:ખના સપાટામાં એકે એક માનવી આવવાનુંજ. તેથી ચાલુ વખતમાં આવતાં દુ:ખ માટે મકકમ મનથી તૈયાર રહી યાદ રાખવું, કે ખુદા તેને દુ:ખમાં છોડી જતો નથી. માણુસ જાતની દુ:ખમાં રખાતી ધીરજ ને હસ્તું મોં (જે કોઇજ રાખી શકે) તે તેની ખરી જેબ આપનારી બાહદુરી છે, કે જે જોતાંજ ખુદા કે જે આપણુને તપાસવાને માટે જાત જાતના ફેરફાર આપણામાં કરે છે, તે પોતાની તપાસમાં સંતોષ મેળવે છે." જે બનાવ બની ગયો તે માટે ગમ કરવો એ પણ કુદ્રતના નિયમથી વિરૂદ્ધ છે. No weeping for shed milk. દુર્બળ મનનાં માણુસો વારેઘડીએ બોલે છે, કે અમારા ઉપર ગુજરેલી આફત કોઇજ ઉપર વિતી ન હોય! દુ:ખનું પ્યાલું જોકે મોઢાં સુધી ચીકાર ભરાયું હોય તોએ યાદ રાખવું, કે તેમાં બીજું ટીપું સમાય. મોટાં દિલના માણુસો આફતના

તુફાનમાં સબુરી અખત્યાર કરી ઇશ્વરની મરજીને તાબે થતા બેસે છે. ન્હાના દિલના માણસો મુંજવા મંડી જાય છે, અને ઇશ્વરને સખુન કરે છે. સબુરી દુઃખના બોજાને હલકો કરે છે. સબુરી અખત્યાર કરનાર માણસ પોતાના ઉપર પડતો માર બીજાને જણાવતો નથી. એવાં માણસો ઉપર ગમે તેવાં સંકટો ગુજરે, પણ તે ગુટણ નીચે નાખી તળે દબાઇ જતો નથી. જેમ જેમ તેની ઉપરનો દુઃખનો બોજ વધે છે, તેમ તેમ તેને સબુરી નવું જોર આપે છે. અને બીજાંનાં દુઃખ ટળવાથી પોતાનાં દુઃખોની તેને જરાએ તમા કે તથા રહેતી નથી. પ્રયાગ જ્યોતિષ્ટપુરનો રાજા **નર્કાસુર** જે ઘણો અધર્મી હતો, તે પૃથ્વિ ઉપરના અનેક રાજાઓને જીતી તેમની કુંવારી કન્યાઓ પકડી લાવી પોતાના મેહેલમાં ઘોંઘતો હતો. એવી એવી ૧૬૧૦૧ કુંવારી કન્યાઓ તેણે ભેગી કરી તેઓનાં દુઃખનો પાર લાવતો નો'તો. આજુબાજુના રાજાઓ તથા પ્રજા પર ઘણો જુલમ ગુજારતો. ઇંદ્રને હરાવી અદિતિનાં કુંડળ પહેરી લીધાં હતાં. રૂષિ મુનીઓ તથા ભક્તજનોને મહા કષ્ટો આપતો હતો. ત્યારે **સત્યભામાએ** દુઃખ્યારાં ઓનું દુઃખ ટાળવાનું માથે લઇ શ્રીકૃષ્ણ સાથે જઈ જુલમગારના જુલમની જુસરી-માંથી અનેક દુઃખ્યાંઓને દુઃખમાંથી છોડવવા પોતે અનેક વિપત્તિઓ ખમી હતી, પણ તે એમજ માનતી, કે મ્હારાથી જો હજારો દુઃખ્યારાંનાં દુઃખનું નિવારણ થાય તો પછી મરને, મુજ એકલીના ઉપર તેઓનાં હજારો દુઃખો સામટાં પડેને ! દુઃખના ભાર તળે કચડાઈ જવાની કોશેશ કરવી નહીં. અને ઇશ્વરે તેમની ઉપર કાં એવી આફતો ગુજારી હશે એવા સવાલો કરવા એ શાસ્ત્રનું ફરમાન નથી. આ પૃથ્વિ ઉપર દુઃખ ખમવાને માટે આપણ જન્મ્યાં છિયે, અને એજ આપણને ચેતવણી આપે છે, કે આ પૃથ્વિનું સુખ એક પળનું છે, સ્વર્ગમાં જાવેદાનનું સુખ છે, અને આ સંસાર સુકો છે.

જરતી આઈ બાદરી, બરખન લાગ અંગાર; ઉડ કબીરા દૈર જા, દાઝત હે સંસાર.

દોસ્તી અને સગાઇના ગાંઠ તુટવા વગર રેહતા નથી. અલબત્ત, જ્યારે એવા ગાંઠો તુટે ત્યારે કુદ્રતીજ આપણું દિલ કમકમ્યા વગર રહેજ નહીં. દિલમાં એવે વખતે પશુ સરખાં દુઃખ ધરે ત્યારે માણુસ ધરે, તો તેમાં નવાઇ નથી. પણ જ્યારે એ દર્દ અને દિલગીરીની હદ ના રાખ્યે ત્યારે માણસાઈના ગુણની આપણામાં કેટલી બધી ખુટ કહેવાય ? એક તો માઠો બનાવ બન્યો, ને બીજું તો આપણે ગમખાર બન્યા. એટલે, દળદર ગયું ને અવર આવી.

કાળી ! કાળી ! તને શું કહું ! જેનું જેમાં ધ્યાન તેમાંજ તેનું સ્વર્ગ કે નર્ક બનેલું રહે છે. તું જો, કે નેકી એજ દુઃખનું ફરઝંદ છે. દુઃખમાં પડેલાને સુખમાં વધેલા કરતાં નેકીનો હાથ જલદી મળે છે. કેમકે તેનું લક્ષ્યબિંદુ જન્મથી લેતી આવેલી કુદ્રત તરફજ રહે છે. તેનું ધ્યાન અને શક્તિ જન્મની સાથેજ અમુક કાર્ય લઇને આવે છે. દલીલ કહું.

**રીચર્ડ વીલસન** અચ્છો ચિતારો કેમ કહેવાયો ! કુદ્રતિ તેનામાં ન્હાનપ-

ણુથી એવી ટેવ હતી, કે ગમે તેવો સાહિત્યનો અભ્યાસ કરાવવા કોશેશ કરવામાં આવી તોએ, જ્યાં જાય ત્યાં દિવાલ ઉપર કાંઇને કાંઇ ચિતાર ચિતારવા મંડી જતો! તે શિખવા ઉપર બીલકુલ લક્ષ ન આપતાં બહુએ હાડમાર થયો. બસ ચિત્ર ને ચિત્ર એજ તેનું લક્ષ્યબિંદુ બંધાયું હતું. તે ઉપરથી મોટી ઉમરે તેને આ બાબતનો અભ્યાસ કરાવવામાં આવતાં ભારી મુશીબતો વેઠીને પણ ખંત અને ધૈર્યથી તેણે ચિત્રકળામાંજ પોતાનું સુખ જોયું, ને સાહિત્યમાં તેને દુઃખજ દેખાયું. તેમજ **સર જોસુઆ રેનોલ્ડસનું** ધ્યાન ધક કાંઇ શિખવા ભણવા ઉપર હતુંજ નહીં. તે વાંચવા લખવા ઉપર બીલકુલ ધ્યાન ન આપતો હોવાથી તેના પીતા તેને ઠપકો આપતા, ઘણોએ સતાવતા, હાડમારી પાડતા. કેમકે તે જો શિખ્યો હોત, તો પદાર્થ શાસ્ત્રના હુન્નરમાં ઘણો વધ્યો હોત એમ તેના પીતા માનતા હતા. પણ બાળવયથીજ ચિત્રો-ચિતરવા ઉપરજ તેની વળણ ચોંટી હતી, જેથી તેમાંજ તેણે સુખ દીઠું, ને ફીઝીકમાં દુઃખજ માન્યું. ઉપલા બન્ને સાહેબોને બાલ્યાવસ્થામાં ઘરમાં ઘણાંએ દુઃખો ને સંકટો પડયાં, પણ તેઓ જરાએ દુઃખી દેખાતા નોહતા. ઉલટા તેઓ આનંદમય રમતા ફરતા, અને નાચકુદ કરતા જણાતા હતા. ખરૂં પુછાવો તો, દુઃખને મારવાને આનંદી સ્વભાવજ અગત્યનો ચાબુક છે. આ સંસારમાં જે લાલચો ફસાવે છે, તેને આનંદી સ્વભાવથી જીતી શકાય છે. **ડા. માર્શલ હૉલે** કહ્યું છે કે, "સઘળાં ઉત્તેજક ઔષધોમાં સર્વથી ઉત્તમ ઔષધ આનંદી સ્વભાવ છે."

સર **વૉલ્ટર રેલેને** જેમ્સ રાજાએ લંડન ટાવરમાં કેદ કર્યો, ત્યારે તે કેદ-ખાનામાં ઘણો આનંદી અને સુખી થયલો જોવામાં આવ્યો હતો. આખરે જ્યારે તેને મારી નાંખવા લઇ જવામાં આવ્યો, ત્યારે ત્યાં પણ તે હસતો ને ખુશ મીજાજી જણાયો હતો! એલીઝાબેથના વખતમાં જે રેલેએ પાદશાહી કીધેલી, તેનાં માથાંમાં કુહાડો મારવાનો મારાનો જીવ ચાલ્યો નહીં, જેથી તે મારો થરથર ધ્રુજવા લાગ્યો. તે વખતે મારાને રેલેએ કહ્યું; "ભાઇ! હું ધ્રુજતો નથી, ને તું શાને ધ્રુજે છે? આ હથિયારની ધાર મ્હારી સર્વ જંજાળોનો હવે અંત આણે છે. માટે વેહેલો તું ત્હારૂં કામ કર!" એવીજ રીતે એક વિચાર કરતું મન જો ઠરાવની કટાર હિંમત-થી બાંધે, તો આખરે દુઃખની સામે તે લડાઇ જીતશે. જેઓ શૂરા હોય છે, તેઓ દુશમનને થાકી થાકીને પોતાની મેળેજ ચાલ્યા જવાની રાહ જુવે છે. સુકકી આંખ તે પથ્થર જેવી છાતીની નિશાન છે, અને આંસુનો રેલો તે સખાવતી દીલની નિશાન છે એમ ધારવું એ અજ્ઞાનપણું છે. જેને દિલે ખરો ગમ હોય તે દુન્યાંની આંખથી છુપાવવાને બનતી કોશેશ કરે છે. દુન્યાંને ઠાલી ઠગનારાઓજ આંખમાંથી કાંદાનાં ને તપકીરનાં આંસુઓ વરસાવે છે. જેઓ ખરાજ ગમગીન હોય છે તેઓ દિલાસાના બોલ ધ્યાનથી સાંભળીને તેમની અસરથી પોતાનો ગમ વિસરાવે છે. ખરી ખોટી ગમગીનીમાં એટલો બધો ફરક છે. બસ સુખમાં જન્મું, સુખમાં જીવું, સુખમાં ઉધરૂં, ને સુખમાંજ મરૂં એવા ખ્યાલો કરનારા એક જાતનો મિથ્યા ગર્વ કરે છે. કાળીબા! શું એવો નરો ને કોરડો એક પણ આદમી દુન્યાંમાં થઇ ગયો

છે ? કોઇ પણ એવો આજે હૈયાત છે? એક જણ પણ એવો આયંદે થશે ? નહીંજ. ત્યારે આવો મિથ્યા ગર્વ રાખવો શા કામનો ?

આપણે આ નિયમ તો જાણ્યેજ છિયે, કે જગતમાં કાંઇ નાશ પામતું નથી. માત્ર રૂપાંત્તર થાય છે. દ્રવ્ય પદાર્થના અમરત્વનો કાયદો સાબીત કરે છે, કે 'નાશ'. એવું કાંઇ છેજ નહીં. ઠીક. જડ શરીર નાશ નથી પામતું, આત્મા નાશ નથી પામતો, તો પછી આ ઇચ્છાઓ, વાસનાઓ નાશ પામે એમ માનવાનું શું કારણ છે ? અરે ! આ ઇચ્છાઓજ ત્હારૂં કર્મ બાંધે છે, અને તે કર્મોજ ત્હારાં સુખ દુ:ખનાં માબાપ છે. તું ગમે એવો રડે, કકળે, બહેરો થાય, મુગો થાય, પણ હાથમાંથી છુટેલા બાણ જેવું એ કર્મ છે. જેમ કોઇ એક પુરૂષે પોતાની ચાલાકી જોવાને કોઈ વૃક્ષના ધારેલાં પાંદડાંમાં છિદ્ર પાડવા સારૂ ધનુષ્યને ખેંચીને જોરથી એક બાણ માર્યું. જેથી પોતાનું ધારેલું પાંદડું વિંધાયું; પણ તે પત્રમાં છિદ્ર પડયા થકી તે પુરૂષના મનમાં એમ થયું કે એ બાણ હવે લાંબું આગળ ન જાય તો ઠીક. તથાપિ તેમ થતું નથી. કારણ કે બાણનો જ્યાં સુધી વેગ છે ત્યાં સુધી તે અવશ્ય જવાનું છે. વેગ ઠઈ રહ્યા પછીજ પડવાનું, તે વિના પડવાનું નથી. વળી તેજ પુરૂષ પોતા પાસે ભાથામાં તથા હાથમાં જે બીજાં બાણ છે, તેને કોઇના ઉપદેશથી પ્રતિકૂળ જાણીને ફેંકી દેવાને અથવા અગ્નિમાં બાળી નાખવાને સ્વતંત્ર છે, તથાપિ હાથથી છુટેલાં બાણને રોકવાને સમર્થ નથી. તેજ પ્રમાણે જ્ઞાની પોતાનાં સંચિત તથા ક્રિયમાણ કર્મોને જ્ઞાનગ્નિથી પ્રવૃત થયેલાં જે પ્રારબ્ધ કર્મ તેને રોકવાને હાથથી છુટેલાં બાણની પેઠે શક્તિમાન નથી.

પુરબકા રવી પછમમેં જો ઉગે પરભાત; લીખા મીટે નહીં બખતકા, લીખા હરીને હાથ.

હે ભાઇ કાળી ! કર્મ કરતાં બબડતો ના. કર્મ તું કરે તેનો બીજાંને શું પાડ? કર્મ કરવાનો ઉદ્યોગ તો કરતોજ જા, પરંતુ "એકાદ મજુરની પેઠે કામે ન લાગતાં એકાદ રાજકુમારની પેઠે આનંદને માટે, શોખને માટે, ક્રીડાને માટે, લાભ દાયક વ્યાયામને માટે, ગમ્મતને માટે, વખત સોહવાઇ જાય તે તરીકે કામ હાથમાં લે. ભય અને ચિંતાથી કોઇ પણ કામ હાથમાં નહીં લે રાજા પાદશાહ, અને પ્રેસીડંટ એ આપણા નોકર છે એમ માનીને વર્તો. તારાઓની પેઠે કામ કરો.

ચારે તરફની વસ્તુથી તારા કદી બ્હીતા નથી;
જે જે જુએ છે ચીજ નજરે તે થકી બ્હીતા નથી.
વળી બાહ્ય વસ્તુથી કદી શાંતિ મળે કે ના મળે;
આનંદ સહાનુભૂતિ તેની તેમને પરવા નથી.

જવાબદારી ગણશો નહીં. ઇનામ કે બક્ષેશની આશા રાખશો નહીં. સર્વ સત્તા તમારાથી ઉતરતી હોવી જોઇએ. તમારૂં પ્રમાણ તમેજ છો." તમે જેવા ઉદ્યોગથી કામ કરશો તેવાંજ ભારે મિઠાં ફળ તમનેજ મળવાનાં. માટે તમે કામ કરો, ને પાડ બીજાને ચઢાવતા હો તેમ બડબડ ગડબડ નહીં કરશો. પરંતુ દુ:ખનું

ને પાપનું જે મૂળ તે મૂળનો તો મૂળ્યાંમાંથીજ નાશ કરજો. તે દુઃખનું મૂળ શું ? **અતિ લોભ.** અતિ લોભ કરવો નહિ, તેમ લોભ તજવો પણ નહિ. અતિ લોભને વશ થએલા પુરૂષના મસ્તક ઉપર ચક્ર ભમે છે એ વાતનો ખુબ વિચાર કરજો.

એક બ્રાહ્મણના ચાર છોકરાઓ પૈસાની અતિશય ભિડમાં આવી ગયાથી ખાવાના પણ વાખા પડવા લાગ્યા. તેમનાથી પોતાના ઘરનાં દુબળાં થઇ પડેલાં માત પિતાનો સંતાપ દેખી શકાયો નહીં. આથી ચારેવે ઘર છોડીને કોઈ સિદ્ધિ સાધુની શોધમાં રાત દહાડો જંગેલે જંગલ ભટકવા માંડયું. કંદ મૂળ ખાઇને ઘોર જંગલો-નાં ઉંડાણમાં તેઓ વાખાના માર્યા ચાલ્યા ગયા. એમ કરતાં એક ગુફા આગળ એક જઇફ સાધુને બેઠેલો તેઓએ દીઠો. તેના આગળ જઇ તેઓ રડી પડયા, કે હમે ભૂખે મર્યે છિયે, અને હમારાં ઘરમાં મા બાપ તથા છોકરાંઓની કંગાલ અવસ્થા હમારાથી સહન ન થઇ શકાવાથી તેમને હમે આસ્વાસન કરી આવ્યા છિયે, કે કોઈ પણ પ્રયત્ને કાંઇ સિદ્ધિ હમે મેળવી આવી તમારાં દુઃખડાં ભાંગીશું. માટે હે ગુણીજન ! હમોને કાંઈ સિદ્ધિ આપવાની કૃપા કરો !

સાધુને દયા આવી, કે આવાં ઘોર જંગલમાં છેકજ છેલ્લી નિરાશા વગર કોઇ આદમીજાત આવી શકે નહીં. અને વાખાના મારેલા તથા વખતના હારેલા શિવાય આટલાં કષ્ટ ભોગવવાનું કોઇ મનુષ્ય માથે લે નહીં. આવા વિચારથી દરેક છોકરાનાં હાથમાં એકેકી મસાલ આપી કહ્યું કે, આ મસાલ સળગાવીને તમે આગળ ચાલ્યા કરો. પહેલી મસાલ જે જગો ઉપર પહેલી હોલાઈ જાય તે જગા ઉપર ખોળ કરવાથી ખજાંનો હાથ લાગશે. બીજી, ત્રીજી, અને ચોથી મસાલ જ્યાં હોલાશે ત્યાં તેથી પણ વધારે ને વધારે કિંમતી ખજાનો મળશે. પણ ઘણો લોભ ના રાખશો. તમારા ખપ જોગું અને હાજત પુરતું મળ્યું કે સંતોષ પકડજો. અતિ લોભ કરશો તો ખતા ખાશો.

આ પ્રમાણે સિદ્ધિ મળવાથી ચારેવ છોકરાઓએ ખુશ ખુશ થઇ જઈ મસાલ સળગાવી આગળ ચાલુ મુકયું. એક ઘોર જંગલમાં આવી પહોંચતાં વડા ભાઇની મસાલ પહેલીજ બુજાઇ ગઇ. ત્યાં તેઓ થોભ્યા, ને આસપાસ જુએ છે તો ત્રાંબાંની ખાણુની ખાણ જણાઇ, જે લાખો રૂપૈયાની કિંમતનો ખજાંનો હતો. વડા ભાઇએ ન્હાના ભાઇઓને કહ્યુંઃ-ભાઈઓ ! ખાતાં ખુટે નહીં એટલો દલ્લો મળ્યો છે, માટે હ્યાંથીજ અટકીએ, અને આગળ જવાનું માંડી વાળિયે. પરંતુ ન્હાના ત્રણે ભાઇ-ઓએ તેમ કરવા ના પાડી આગળ ચાલવા માંડયું. અને વડો ભાઈ ત્યાંજ થોભ્યો. વળી એક ભયાનક જંગલ આવતાં બીજા ભાઇની મસાલ હોલાઇ ગઇ. ત્યાં તે ત્રણે ભાઇઓની નજરે રૂપાંથી ભરેલો ડુંગર ને ડુંગર પડયો. આથી તે પોતાના ન્હાના ભાઇઓને કહેવા લાગ્યો, કે બસ હવે લોભ કરવો નહીં. રાજાના ખજાંના કરતાંએ વિશેષ મળ્યું છે. પરંતુ બન્ને ન્હાના ભાઇઓના લોભનો થોભ ન રહ્યો. જેથી બે ભાઈઓ છુટા પડી આગળ ચાલ્યા. ત્રીજાં ભયભિત જંગલમાં ૩ જા ભાઈની મસાલ બુજાઈ ગઇ. ત્યાં બન્ને જુએ છે, તો સોનાના તૈયાર લાઠાઓજ પડેલા હતા. આથી

ત્રીજા ભાઇએ ન્હાના ભાઇને કહ્યું; હવે તો હદ થઇ. ખાઇશું, ખવડાવીશું, પાડ પડોશીને નેહાલ કરીશું, ને લુટાવી દઇશું તોએ આ ખજાનો ખરચાઇ ખવાવાનો નથી. માટે હવે બસ હ્યાંજ થોભ્યે. ન્હાના ભાઇને લાલચ લાગી, કે હવે છેલ્લો ખજાનો હીરા મોતીનોજ મળી આવશે, માટે આગળજ જવું જોઇએ. આમ કહી ભાઇને પડતો મુકી આગળ ચાલવા માડયું. પેલો ન્હાનો ભાઈ ચાલતો ચાલતો એક સુંદર બાગ આગળ આવ્યો. જ્યાં દરેક સુખ અને વૈભવની સામગ્રી તૈયાર હતી. તે જોઈ તેણે બળાપો કર્યો કે મ્હારા ભાઇઓના નસીબમાં આવું જોવાનું સરજ્યું નહીં. આમ મનમાં વિચાર કરી બાગના ખુશનુમા ચોગાનમાં જેવો તે આવ્યો, કે મસાલ બુજાઇ ગઈ, અને ત્યાં હજી તો હીરા મોતી જૂએ નહીં એટલામાં, બુમો અને બરાડા મારતા એક આદમના માથાં ઉપર ફર્યા કરતું ભારે વજનનું અને મોટા વિસ્તારનું પૈડું, ફરતું ફરતું પેલા ન્હાના ભાઇના માથા ઉપર પડીને ગોળ ચક્રમાં ફરવા લાગ્યું ! આમ થતાંજ પેલા હજારો વરસના ઘરડા ખખ થઇ ગયલા ડોસાએ આવીને પેલા છોકરાને પગે પડી ઉપકારના ઉભરાથી હર્ષનાં આંસુ ટપકાવી ટપકાવી પગને નરો ભિંજવી નાખ્યો. પેલાએ તેને પુછયું:—ડોસાજી ! એ છે શું ? હું તો બેબાકળો બન્યો છું, કે આ શું ચમત્કાર છે ! પેલે ડોસે ઉઠી ઉભા થઈ હેશાનમંદ ચહેરો તે છોકરાનો ઉપકાર માની કહ્યું:—

હે બેટા ! ભલે પધાર્યો ! હું વાખાનો માર્યો આ જંગલના સિદ્ધિ સાધુ પાસે કાંઇ કામણ લેવા આવ્યો, તેણે મને મસાલ આપીને ચેતાવ્યો હતો, કે જે હાજત પુરતું મળે તે ઉપર સંતોષ પકડજે, નહીં તો લોભ રાખશે તો કાળચક્ર ત્હારે માથે આવી પડશે. મેં તેનું માન્યું નહીં, ને અતિ લોભ રાખવાથી ચોથી મસાલ બુજાઈ ગઈ ત્યાં વેર હું અટકયો નહીં, અને અહિં વેર આવ્યાથી મ્હારી આગળના એક ડોસાના માથા ઉપરથી ઉડીને આ પૈડું મારાં માથા ઉપર આવી પડયું હતું. અહિંથી હવે એક ડગલું પણ મારાથી ઉપાડી શકાયું નહીં, અને બારસો વરસ થયાં અહિં ઉભો રહી આ અજબ જેવી વેદના અને આફત મેં ખમી છે. મારી અગાઉ ઘણા ડોસાઓ તો હજારો વરસ આ દુઃખી કાળ ચક્ર ભોગવી ગયા છે. હું છેલ્લોજ આવ્યો હતો, અને રાત દહાડો કોઇ લોભ્યાની રાહ જોતો હતો, એવામાં તું મ્હારો તારક આવી લાગ્યો છે ! બેટા, હવે તો બીજો ત્હારા જેવો અતિ લોભી કોઇ આવી ચઢે ત્યાં સૂધી આજ સ્થિતિમાં ત્હારે સેંકડો વરસ રહેવું પડશે ! ત્હારાં દુઃખથી હું દુઃખી છું, તેમ આ મહા પીડામાંથી છુટવાથી હું અતિ આનંદમાં હવે ઘરે જાઉં છું. સાહેબજી ! બાપડો ન્હાનો ભાઇ આ રીતે અતિ લોભને થકી હંમેશના સંતાપમાં પડયો. એ ઉપરથી હે લાલાજી ! તમે પણ ચેતીને ચાલો. લોભે કોઇને છોડયા નથી. લોભ એજ દુઃખનું કારણ છે. ઘણું મળે તેમ ઘણો લોભ વધે, અને અતિ લોભ વધવાથી અંતે આફતનોજ વરસાદ વરસે છે, અને કાળનું હંમેશાં ફરતું ચક્ર માથે ઘુંમવા મંડી જાય છે. આવા મહા દુઃખની આગળ સાધારણ આજ કાલની કહેવાતી જંજાળો તો બિસાદ વગરની છે.

